# જીંદગીનું બળ.

અને

તેના મળેલા અચંબાદાયક જવાબો.

કર્તા

બેહમન સોરાબજી જં. અનાજી.

મુંબાઇ:-
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
૨૨૦–૨૨૨ પારસી બજાર, કોટ.

# બંદગીનું બળ.

અને

## તેના મળેલા જાણવા લાયક જવાબો.

(હાલની શાસ્ત્ર વિદ્યા અને ફિલસુફી વડે સમજણ.)

"It is said of Archimedes, that famous mathematician of Syracuse, who having by his art framed a curious instrument, that if he could but have told how to fix it, it would have raised the very foundations of the whole earth. Such an instrument is **Prayer**, which, if it be set upon God and fixed in heaven, will fetch earth up to heaven, change earthly thoughts into heavenly conceptions, turn flesh into spirit, metamorphose nature into grace, and earth into heaven."—*Venatoirous.*

અર્થ:—

"સાઇરેકુશના એક પ્રખ્યાત ગણિત શાસ્ત્રીને માટે એવું કહેવામાં આવે છે કે તેણે પોતાના હુન્નરથી એક એવું અજાયબ જેવું યંત્ર બનાવ્યું હતું કે જો તે યંત્રને બરાબર ગોઠવવાને શક્તિવાન થયો હતે તો આખી પૃથ્વીને તેના પાયામાંથી ઉંચકી શકતે. બંદગી આવું એક યંત્ર છે જેને ઇશ્વર તરફ માંડયું હોય અને સ્વર્ગમાં ગોઠવ્યું હોય તો પૃથ્વીને સ્વર્ગ તરફ લઇ જશે, દુન્યવી વિચારોને સ્વર્ગના ખ્યાલોમાં ફેરવી નાંખશે, ખાકી શરીરને આત્મિક બનાવશે, કુદરતને સુંદરતામાં બદલી નાંખશે, અને પૃથ્વિને સ્વર્ગમાં ફેરવી નાંખશે."

# જીંદગીનું બળ

અને

## તેના મળેલા જાણવા લાયક જવાબો.

(હાલની શાસ્ત્રવિદ્યા અને ફિલસુફી વડે સમજણુ.)

---

લખનાર

બેહેમન સોરાબજી બનાજી.

આવૃતિ ત્રીજી.

(સુધારા સાથે)

---

મુંબઈ.

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ

પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર તથા છાપનાર,

૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ.

## આજ લખનારનાં બીજાં પુસ્તકો.

૧. ગુપ્ત મનશકિતની મહાન શોધો.
જે વડે માણસ દુઃખ દરદ, મોત અને નસીબ ઉપર કાબુ મેળવી શકે. કીંમત બાર આના.

૨. મોતનો ભેદ યાને ગુજરેલાંની દુન્યા.
રૂહોના સંદેશા. અનેક ચિત્રો સાથે. કીંમત રૂ. સવા બે.

૩. "એક મહાન શોધ"-મરજી પ્રમાણેનાં બાળકો.
છોકરી કે છોકરી, તંદરોસ્ત અને બુદ્ધિમાન બાળક પેદા કરવાની વિદ્યા. કીંમત રૂપ્યા બે.

૪. દીકરીને માતાની ખાનગી સલાહ. કીંમત રૂ. સવા.

૫. દીકરાને બાપની ખાનગી સલાહ. કીંમત રૂ. એક.

૬. સ્ત્રીનો મદદગાર ફીરેશ્તો.
બાનુઓને દરેક બાબદનું ગ્નાન અને સંસારમાં પડતાં જોઇતી દરેક સલ્લાહનું પુસ્તક. ફરી છપાય છે.

☞ વધુ વિગત માટે પુસ્તકની સેવટે આપેલી જાહેરખબર ધ્યાનથી વાંચવાની અરજ છે.

Published by M. J. Karani. 220-222, Parsi Bazar, Fort, Bombay.

Printed by P. C. Appoo, at the New Art Printing Press, 204-224, Mapla's Compound, Bora Bazar, Fort, BOMBAY.

# અર્પણ પત્ર.

---

ઇશ્વરના દરેક સાચ્ચા ભકતો જેઓ મનુષ્ય જાતનાં રક્ષણ

અને ઉન્નતીને માટે રાત દિવસ બિનસ્વાર્થી છુપી

અંતરની બંદગી અને કાર્યો કરે છે, તેઓને

તમામ ભકિતભાવથી અને આશીષથી

આ પુસ્તક અર્પણ કરૂં છું.

---

# સાંકળિયું.

# પ્રસ્તાવના.

——:o:——

મનુષ્ય જાતની બેહેતરીને માટે બંદગી ઘણીજ અગત્યની છે એમ પ્રાચીનકાળથી મનુષ્ય જાતે સ્વિકાર્યું છે અને તેથીજ તમામ મનુષ્ય જાત હર વખતે બંદગી કરતી માલમ પડે છે.

આવી અગત્યની બાબદ ઉપર હાલની વિદ્યા અને જમાનાને અનુસરે એવાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં લખવાની પુરતી કોશેષ થઇ નથી એ દિલગીરીની વાત છે.

આ પુસ્તકમાં બંદગીની બાબદનું જે રીતે જ્ઞાન આપવામાં આવ્યું છે તેની લોકોએ સારી રીતે કદર બુજી છે, કારણ આ પુસ્તકની પહેલી અને બીજી આવૃતી જલદીથી ખપી ગઇ છે.

બંદગીને વિષે પુરતી સમજણ આપવાની ઘણીજ જરૂર છે કારણ હાલમાં આપણામાં જે રીતે બંદગી થાય છે તેની વિદ્યા અને ફિલસુફીને આધારે તપાસ કર્યે છીયે તો માલમ પડે છે કે એ બાબદનું આપણે જરૂર જોગું જ્ઞાન પણ પુરતું ધરાવતા નથી. પહેલાં તો જેઓ દરરોજ કલાકો સુધી બંદગી કરે છે તેઓને સવાલ પુછવામાં આવે છે કે બંદગી એટલે શું ? તેઓ એ સવાલનો જવાબ સારી રીતે આપી શકતા નથી. કેટલાકો ઉપલા સવાલનો જવાબ એ આપે છે કે બંદગી એટલે "ઇશ્વરની ચાકરી કરવી તે." આવા બંદગી કરનારાઓ એમ માને છે કે ઇશ્વરે આપણને તેના નોકર તરીકે પેદા કીધા છે અને તેને આપણી નોકરી વગર ચાલે નહીં અને જો એક કલાક રોજ બંદગી કીધી હોય તો ઇશ્વરની ચાકરી સારી રીતે થઇ શકે છે. વળી કેટલાક અજ્ઞાન બંદગી કરનારાઓ એમ સમજાવે છે કે "બંદગી તો ઇશ્વરનો ખોરાક છે." જો આપણે ઇશ્વરની બંદગી ન કર્યે તો તે ભુખે મરી જાય. આવી હસવા સરખી બંદગીની સમજણ જયારે બંદગી કરનારનો મોટો ભાગ

આપે છે તે ઉપરથી તેઓ કેટલા અજ્ઞાન છે તે માલુમ પડે છે. જો પહેલાં બંદગી એટલે શું ? એજ પુરતી રીતે સમજે નહીં તો તેઓ બંદગીથી ફાયદો કેવી રીતે મેળવી શકે? તેઓનો વખત અને મહેનત કેવી રીતે ફોકટમાં જાય છે? માટે આ પુસ્તકના પહેલાં પ્રકરણમાં બંદગીનો ખરો અર્થ સમજાવવાની કોશેષ કરવામાં આવી છે.

હાલની કેળવણી પામેલાઓનો મોટો ભાગ આપણને સવાલો કરે છે કે "બંદગી કરવાથી શું ફાયદો થાય છે? બંદગી કરવાની શું જરૂર છે ? આપણે નીતિની જે કેળવણી લઇયે છીયે તે પુરતી છે." આવા સવાલોનો રદિયો આપવા બીજાં પ્રકરણમાં બંદગીથી થતા અમૂલ્ય ફાયદાઓ હાલની વિદ્યા અને ફિલસુફીવડે સમજાવવામાં આવ્યું છે.

વળી કેટલાકો જણાવે છે કે બંદગી ખરી ફાયદાકારક કયારે કહેવાય કે જયારે બંદગીનો કોઇ રીતનો જવાબ મળે ત્યારે. કેટલાકો રોજ ઇશ્વરની બંદગી કરે છે અને ઇશ્વરની મદદ માંગે છે પણ તેઓની બંદગીનો જવાબ મુદલ મળતો નથી. આવા બંદગી કરનારાઓને કોઇ રીતનો જવાબ મળતો નથી કારણ તેઓને બંદગી ઉપર પુરતું યકીન હોતું નથી. આવા બંદગી કરનારમાં પુરતું યકીન આવે તે માટે પ્રકરણ ત્રીજામાં કેટલાક જાણવા લાયક સત્તાવાર રીતે જાહેર થયલા દાખલા રજુ કરવામાં આવ્યા છે.

આ પ્રકરણમાં દરશાવેલા સઘળા દાખલાઓ ખરા બનેલા છે, કારણ એક જાણીતા પાદરી નામે વીલ્યમ પેટરન ડી. ડી., આશરે ૧૮૭૫ ના સાલમાં બંદગીનો જવાબ મળે છે તે સાબેત કરવા સરકયુલરો બહાર પાડયાં હતાં અને દુન્યાના ઘણાક ભાગોમાં મોકલવામાં આવ્યાં હતાં, જેના જવાબમાં સેંકડો માણસોએ દુન્યાના જુદા જુદા ભાગોમાંથી પોતાને બંદગીના જવાબો કેવી રીતે મળ્યા હતા તેના હેવાલો મોકલી આપ્યા હતા. જે જવાબો ઉપલાં પાદરીએ એક પુસ્તક મારફતે નામ ઠામ સાથે જાહેર કીધા હતા. માટે એ દાખલાઓ ખરા બનેલા છે એમ સત્તાવાર રીતે કહી શકાય છે.

જેઓ બંદગીના બળનું જ્ઞાન ધરાવતા નથી તેઓ આ દાખલાઓ એકદમ માનવાને શંકા બતાવશે. આવા માણસોની શંકા દુર કરવા ચોથાં અને પાંચમાં પ્રકરણોમાં બંદગીનો જવાબ શા વડે મળે છે અને બંદગી કેટલું બધું અણદીઠ બળ ધરાવે છે તે માનસિક શાસ્ત્ર, આત્મ તત્વ વિદ્યા, અને શાસ્ત્રવિદ્યાથી સમજાવવામાં આવ્યું છે.

છેલ્લાં પ્રકરણમાં બંદગીની અણદીઠ બળવાન શકિતનો ઉપયોગ કેમ કરવો અને બંદગીનો જવાબ કેમ મેળવવો તેની કેટલીક સુચના કરવામાં આવી છે, જે વડે બંદગી કેવી રીતે કરવી જોઇયે તેની પુરતી સમજણ મળી શકશે.

આ પુસ્તકમાં રજુ કીધેલા બંદગીના જવાબો કેટલાકોને નવાઇ જેવા લાગશે, કારણ બંદગી વિશે હાલ એટલું બધું અજ્ઞાનપણું છે કે બંદગીનો જવાબ મળવો એ નવાઇ જેવું લાગે છે. બંદગીનો કોઇબી પ્રકારનો જવાબ મેળવવોજ જોઇએ. જવાબ વગરની બંદગી ફોકટની ગણાવી જોઇયે. આ પુસ્તક મારફતે એવું જ્ઞાન આપવામાં આવે છે કે દરેક માણસ બંદગીનો જવાબ મેળવી શકે. જો બંદગીની વિદ્યાને અનુસરીને બંદગી કરવામાં આવે તો દરરોજ બંદગીના જવાબો મળતા જાય અને તેમાં કાંઇ નવાઇ જેવું લાગે નહીં.

દરેક બાબદની વિદ્યા હોય છે અને જયારે વિદ્યા જાણવામાં આવે છે ત્યારેજ તે બાબદનાં કાર્યોમાં સહેલાઇથી ફતેહ મેળવી શકાય છે. વિદ્યા જાણ્યા વગર ચોક્કસ કાર્યો કરવામાં આવે છે તો તેમાં વખત અને મેહેનતની બરબાદી થાય છે. માટે આ પુસ્તકમાં બંદગીને વિદ્યાને આધારે સમજાવવામાં આવી છે જેથી બંદગી કરનારાઓની મહેનત અને વખતની બરબાદી થાય નહીં.

આ પુસ્તક લખનારની મુખ્ય મતલબ એ છે કે કેટલાકો ઉપર જયારે ન ધારેલી મુશ્કેલીઓ અને નાચારી આવી પડે છે ત્યારે પોતાથી બનતી પ્રમા-

ણીક કોશેષ કરી ઇશ્વરની મદદ માંગવાને બદલે આડે રસ્તે ઉતરી જાય છે, લોકોને હેરાન કરી પોતાની મતલબ સારી લેવા માંગે છે, કેટલાકો તરેહવાર વહેમો કરે છે, ઠગારા બ્રાહમણ જોશીઓ પાસે જઇ મેળી વિદ્યાનો ઉપયોગ કરે છે અને એવા લુચ્ચા જોશીઓથી ઠગાઇ પૈસાની બરબાદી કરે છે. એવા મુસીબતમાં આવેલાં માણસને આ પુસ્તક મારફતે સંખ્યાબંધ દાખલાઓ આપી સમજાવવામાં આવે છે કે દરેક રીતની પ્રમાણીક કોષેશોથી અને ઇશ્વરની મદદ માંગવાથી ગમે તેવી આફતોમાંથી સારી રીતે પસાર થઇ જવાય છે, અને નસીબમાં બનવાના માથા બનાવો મટી જાય છે.

સેવટે હું એટલું ઇચ્છુંછું કે પ્રિય વાંચનાર આ પુસ્તકની મદદથી બંદગી વિષેનું એવું જ્ઞાન મેળવે કે જે વડે પોતે પવિત્ર જીંદગી ગુજારી દુઃખ અને મુસીબતમાં રાહત અને આનંદ મેળવે, સદગુણનો વધારો કરે, અને બંદગીનું અણદીઠ બળ આ પુસ્તકમાં સમજાવવામાં અવ્યું છે તે પ્રમાણે બંદગીની બળવાન શકિતનો ઉપયોગ કરી પોતાના કુટુંબમાંથી, પોતાના જાતભાઇમાંથી, પોતાના દેશમાંથી સઘળી દુર્ગુણી શકિતઓનો નાશ કરે અને મીનોઇ શકિતનો પ્રસાર કરે !

તા. ૧લી જાન્યુઆરી ૧૯૨૩<br>"દીના લૅાડજ"<br>ગોવાલ્યા ટૅન્કરોડ,<br>મુંબઇ.

બેહેમન સોરાબજી બનાજી.

## **Prayer**—Morning and Evening.

In the morning this is a Golden Key to open the heart for God's service, and in the evening it is an iron lock to guard the heart against sin.

*(W. Secker.)*

## બંદગી—સહુવારે અને રાત્રે.

સહુવારે તે પરમાત્માની નોકરી માટે જીગરને ઉઘાડવાની સોનેરી ચાવી સમાન છે, અને રાત્રીને વખતે જીગરને પાપથી બચાવવા માટે એક મજબુત લોખંડી તાળાં સમાન છે.

(ડબલ્યુ સૅકર.)

## A Prayer.

Almighty God, the Giver of all good things, without whose help all labour is ineffectual, without whose grace all wisdom is folly; grant, I beseech thee, that in (every) undertaking Thy Holy Spirit may not be withheld from me, but that I may promote Thy glory, and the salvation of myself and others; grant this O Lord! Amen. *(Dr. Johnson.)*

## એક બંદગી.

સર્વશકિતવાન પરમાત્મા! દરેક રૂડી ચીજોના બક્ષેશના કરનાર! જેની મદદ વિના દરેક પ્રકારની મહેનત ફોકટ થાય છે અને જેની મેહેર વિના દરેક ડહાપણ મુર્ખાઇ કહેવાય છે! (તેવા ગહાન સાહેબ) તું બક્ષ! હું કરગરી અરજ કરૂં છું કે માથે ઉઠાવેલાં (દરેક) કામમાં તારો પવિત્ર આત્મા મારાથી અળગો નહીં રહે પણ હું તારો પ્રકાશ વધારૂં અને મારી અને બીજાઓની મુકિત(ને લાયકનાં) કાર્ય કરૂં! એટલું બક્ષ અય દાદાર! આમીન!

(ડૉ. જૉનસન.)

# બંદગીનું બળ.

## અને તેના મળેલા જાણવા લાયક જવાબો.

### (હાલની વિદ્યાને આધારે)

### પ્રકરણ ૧ લું.

### બંદગી એટલે શું?

*Prayer is the soul's sincere desire,*
*Uttered or unexpressed,*
*The motion of a hidden fire,*
*That trembles in the breast.*
*Mont Gomery.*

**અર્થ**—બંદગી આત્માની જાહેર અથવા છુપી નિખાલસ ઇચ્છા છે. એક છુપાયલા આતશની ગતિ છે જે છાતીમાં ધ્રુજારો કરે છે.

મોંટ ગોમરી.

બંદગી કરવાની શકિત મનુષ્ય જાતમાં કુદરતી રીતે ઉત્પન્ન થયલી માલમ પડે છે. એ શકિત પ્રેરણાબુદ્ધિ તરીકે આપણામાં કાર્ય કરે છે. મનુષ્ય જાતથી વસાયલો આ પૃથ્વીનો એક પણ ભાગ એવો ન હશે કે જ્યાં કોઇ પણ પ્રકારની બંદગી થતી માલમ પડતી ન હોય. એક બાળક કુદરતી રીતે બંદગી કરવાને આતુરતા દેખાડે છે, એક ઘરડો માણસ જ્યારે શરીરે અને મને નબળો પડી જાય છે, અને જ્યારે આ દુન્યાને હર પળે છોડી

જવાની ધાસ્તીમાં રહે છે ત્યારે વારંવાર બંદગી કરતો માલમ પડે છે. જુવાન્યાઓ જીંદગીની લડતમાં ઉતરે છે અને જ્યારે પણ ખુશાલી કે ગમગીનીમાં આવી પડે છે ત્યારે કુદરતી રીતે બંદગીના શબ્દો મોંહમાંથી નિકળી પડે છે. દુન્યામાં હર પળે નજર ફેંકીશું તો માલમ પડશે કે કોઇ પોતાના સંસારનાં દુ:ખને માટે તે કિરતાર તરફ નજર કરી બંદગીથી મદદ માંગતો માલમ પડશે, કોઇ પોતાનાં શરીરનાં દુ:ખથી ઇશ્વરને યાદ કરતો માલમ પડશે, કોઇ પોતાનાં ગુજરાનનાં સાધનને માટે ખુદાને અરજ કરતો દેખાશે, કોઇ પોતાનાં પાપી કાર્યોથી દુ:ખી થઇ પશ્ચાતાપ કરી ઇશ્વરની કૃપા ચાહતો માલમ પડશે અને કોઇ વળી પોતાની ફત્તેહ અને ખુશાલીથી હૈયું ઉભરાઇ જતું હોવાથી તે ઇશ્વર તરફ પોતાની આભારની લાગણી દરશાવતો જણાશે. આ રીતે જ્યાં પણ નજર ફેંકીશું ત્યાં મનુષ્ય જાત બંદગી કરતું માલમ પડયા વગર રહેશે નહીં.

આ રીતે આપણને માલમ પડે છે કે બંદગી મનુષ્ય જાતની જીંદગીમાં ઘણો અગત્યનો ભાગ બજાવે છે. તેથી સેંકડે ૮૦ ટકા રોજ બંદગી કરવાને વાજબી ધારે છે. દુન્યામાં રોજ કરોડો આદમીઓ બંદગી કરે છે, પણ બંદગીથી થતા ઉત્તમ ફાયદાઓ મેળવવાને થોડાજ ભાગ્યશાળી થયા છે. કારણ મનુષ્ય જાતનો મોટો ભાગ બંદગી એટલે શું ? તે જાણતા નથી. જો મનુષ્ય જાત બંદગીનો ખરો અર્થ સમજે, બંદગીથી શું શું ફાયદા થાય છે, બંદગીનું બળ કેવું બળવાન છે, બંદગીની અણદીઠ શકિતઓ કેવી રીતે કાર્ય કરે છે, આ સઘળું માણસ જાતના જાણવામાં આવે તો આપણ ખાત્રીથી કહી શકિયે કે મનુષ્ય જાતનું ખરેખરૂં ઇશ્વરી સ્વરૂપ પ્રગટ કરવાને બંદગી શિવાય બીજું કાંઇ પણ બળવાન નથી.

માટે પહેલાં બંદગી એટલે શું ? તે જાણવાની જરૂર છે. મનુષ્ય જાતનો મોટો ભાગ બંદગીનો ખરો અર્થ સમજવાને નિષ્ફળ નિવડયો

છે. કેટલાક વિદ્વાનોમાં પણ બંદગીના અર્થ વિષે મતભેદ ચાલે છે. કેટલાકો બંદગીનો અર્થ બરાબર સમજી શકતા નથી તેઓ તો બંદગી કરવાની જરૂર પણ સ્વિકારતા નથી. બંદગીના અર્થ વિષેના સઘળા મતભેદ છતાં સઘળાઓ આટલું તો કબુલ કરે છે કે "Prayer has to do with God" યાને બંદગીને ખોદા સાથે કાર્ય કરવાનું છે, અથવા ખોદા સાથે સંબંધ છે, પણ કેટલા પ્રમાણુમાં ખુદા સાથે સંબંધ ધરાવે છે, શા માટે અને કેવી રીતે એ સવાલોમાં વાંધો ઉઠે છે.

પહેલાં બંદગી એટલે શું ? બંદગીનો અર્થ શું તે નક્કી કરવું જોઇયે. બંદગીનો અર્થ કેટલાક વિદ્વાનો જુદી જુદી રીતે કરે છે. બંદગીનો ખરો અર્થ શું ? શું બંદગી ખુદા સાથે અથવા બંદગી કરનાર સાથે અથવા બન્ને સાથે સંબંધ ધરાવે છે ? શું બંદગી ખુદાની મહાન શકિત અને તેનાં મહાન કાર્યોના વખાણ ગાવામાંજ સમાયલી છે ? શું રૅવરન્ડ એફ. ડબલ્યુ. રોબર્ટસનના કહેવા પ્રમાણે ખુદાની મરજીને આધીન થવામાંજ "Not my will, but thine be done" સમાયલી છે ? અથવા શું આપણી જીંદગીને માટે જરૂરની ચીજો માંગવા-માંજ સમાયલી છે ? ત્યારે બંદગીનો ખરો અર્થ શું ? સેન્ટ ઓગસટાઇન પ્રમાણે "Prayer is the turning to the heart to God" ઇશ્વર તરફ આપણાં હૈયાંને ફેરવવું તે. સેન્ટ જોન દમસસીન પ્રમાણે "The elevation or ascent of the soul to God" આત્માનું ઇશ્વર તરફ ચઢવું તે છે. વીલ્યમ દબલ્યુ. પેટન, ડી. ડી. ના કહેવા પ્રમાણે "The word prayer, both in scriptural and in popular usage, denotes a somewhat comprehensive exercise through which there is a personal approach of the soul to God." આનો સાર પણ એજ થાય છે કે બંદગી એ એક

એવી જાતનું કાર્ય છે કે જે વડે એક આત્મા ઇશ્વર તરફ જઇ શકે છે. વળી કેટલાક ધર્મગુરૂના કહેવા પ્રમાણે "Prayer is the uplifting of the soul to God" બંદગી એટલે આપણા આત્માને ઇશ્વર તરફ ઉંચ હાલતમાં લાવવો તે. આ બધાનો ટુંક સાર એજ થાય છે કે બંદગી એટલે આપણા આત્માને ઇશ્વરના સંબંધમાં લાવવો તે. બંદગીનો અર્થ અહિંયાં સંપૂર્ણ થયો હોય એમ લાગતો નથી કારણ બીજો સવાલ એ ઉત્પન્ન થાય છે કે શા માટે અથવા કેવી રીતે આત્માને ઇશ્વરના સંબંધમાં લાવવામાં આવે છે તે પણ નક્કી થવું જોઇયે.

જ્યારે એક માણસ બંદગી કરે છે ત્યારે તેના મનમાં ઘણાજ વિચારો અને જાત જાતની લાગણીઓ દરશાવે છે. પહેલાં તો તે ખોદાની મહાનશકિતનાં વખાણ કરે છે, પછી પોતે કેવો પાપી છે તે જાહેર કરે છે, પછી ઇશ્વરની કૃપાને માટે તેનો આભાર માને છે અને ત્યાર પછી પોતાનાં સુખને માટે જોઇતી જરૂરની ચીજોને માટે અરજ કરે છે. આ રીતે તપાસતાં એક સંપૂર્ણ બંદગી ચાર ભાગમાં વહેંચાઇ ગયલી માલમ પડે છે.

આપણી બંદગીની શરૂઆત ઇશ્વરની વખાણથી કર્યે છીયે. આપણે ઇશ્વરને સર્વથી મહાન ગણ્યે છીયે, સર્વથી કૃપાળુ, શકિતમાન અને પવિત્ર ગણ્યે છીયે, આ રીતે આપણાં મનને એ સર્વથી મહાનશકિત આગળ જવાને માટે તૈયાર બનાવ્યે છીયે.

ત્યાર પછી આપણાં પાપનો પશ્ચાતાપ કર્યે છીયે, અને એ મહાન શકિત આગળ આપણે કેવા કમીના છીયે, કેવા પાપી છીયે તે જાહેર કર્યે છીયે, અને હવે પછી કદી પાપો ન કરવાને વચન આપ્યે છીયે. જ્યારે એક માણસ પાપોથી અપવિત્ર બન્યો હોય ત્યારે તે સર્વથી પવિત્ર શકિત આગળ જવા પહેલાં પોતાના પાપોનો પશ્ચાતાપ કરી પોતાને પવિત્ર બનાવવાની જરૂર જોય છે અને ત્યારેજ ઇશ્વરની બંદગી કરવાની હીંમત પણ કરી શકે છે, માટે

પાપી માણુસોને પવિત્ર બનવાને માટે અને ઇશ્વરનું રક્ષણુ મેળવવાને માટે બંદગીનો આ ભાગ બહુ જરૂરનો માલમ પડે છે.

ત્યાર પછી આપણે ઇશ્વરનો આભાર માન્યે છીયે. ઇશ્વર આપણું રાત દહાડો રક્ષણુ કરે છે, આપણુને પેદા કરી આપણાં સુખને માટે તરેહવાર ચીજો બનાવી છે. હર પળે આપણાં સુખને માટે કોશેષ કરે છે, અને આપણી હસ્તીને માટે રાત દિવસ કાળજી રાખે છે. આપણે દુ:ખી થઇયે છીયે તે આપણાં પાપોથી, ઇશ્વર તો રાત દિવસ સુખ આપવાની કોશેષ કરે છે, ઇશ્વર ખુદ સુખનો ઝરો છે પણુ આપણે તેનાથી વેગળા જઇયે છીયે તેથીજ દુ:ખી થઇયે છીયે. ઇશ્વરનું આ રીતનું રક્ષણુ! ઇશ્વરની આવી કૃપા! ઇશ્વરથીજ આપણે આ હસ્તી ધરાવ્યે છીયે, હર પળે જે શ્વાસ લઇયે છીયે તે તેનીજ કૃપાથી, તેથી હર શ્વાસે તેનો આભાર માનવો જોઇયે. માટે આપણી બંદગીના ત્રીજા ભાગમાં આભારની લાગણી દરશાવવી જોઇયે, પણુ દિલગીરીની વાત તો એ છે કે ઇશ્વરનાં રક્ષણુથી જે સુખ આપણે ભોગવ્યે છીયે તેનો આભાર ઘણુાક બંદગી કરનાર માનતા નથી અને વળી વધુ મેળવવાની કોશેષ કરે છે તેથી આવાં માણુસોની બંદગી ફાયદાકારક નિવડતી નથી, તેઓને બંદગીનો જવાબ મળતો નથી. જે રક્ષણુ મળે છે તેનો આભાર માન્યા વગર, અને વળી બેવફા થઇ, અપવિત્ર જીંદગી ગુજારી બીજું રક્ષણુ મેળવવા બંદગી કરવી ફોકટ છે. માટે બંદગીના ત્રીજા ભાગમાં આભારની લાગણી દરશાવવાની જરૂર છે. જ્યારે એક બંદગી કરનાર વખાણુથી ખોદાની મહાન શક્તિની પિછાણુ કરે છે, ઇશ્વરના કાનુનો તોડી તેને નાફરમાન થઇ જે પાપી કાર્યો કર્યાં હોય તેને માટે પશ્ચાતાપ કરી પોતાને પાછો પવિત્ર બનાવે છે અને પછી ખુદાથી મેળવેલા દરરોજનાં રક્ષણુ, અને કૃપાને માટે તેનો આભાર માને છે.

આ રીતે બંદગી કરનાર બંદગીના ત્રણુ તબક્કા પુરા કરી સેવટે એક અગત્યના ચોથા તબક્કાપર આવી પોંહચે છે, અને પોતાની ઉપર કોઇ પણુ

રીતનું દુ:ખ હોય તે દુર કરવા અથવા જીંદગી ગુજારવાને માટેની જોઇતી જરૂરની ચીજો મેળવવા ખુદાને અરજ કરે છે, ખુદાની મદદ માંગે છે.

કેટલાક વિદ્વાનો અને ધર્મગુરૂઓ બંદગીના આ ચોથા ભાગને માટે વાંધો લે છે. તેઓ જણાવે છે કે બંદગી તો ઇશ્વરના વખાણ ગાવા, તેનો આભાર માનવા અને પવિત્ર બનવા માટેજ છે. બંદગીમાં ઇશ્વર પાસે માંગવું સજાવાર નથી. ઇશ્વર પાસે માંગવા બંદગી કરવી એ બંદગીને હલકી પાડવા જેવું છે. જ્યારે આપણે બંદગીની બાબદનો ઊંડાણ અભ્યાસ કર્યે છીયે ત્યારે માલમ પડે છે કે આવા વાંધાઓ વાજબી નથી. જો કે સાધારણ માણસોની બંદગી અને અશોઇના ઉંચા દરજજે પુગેલા ઇશ્વરના સાચ્ચા ભગતોની બંદગીનો તબકકો ઘણોજ ઉંચા પ્રકારનો હોવાથી તેઓ બંદગીમાં મુદ્દલ માગતા નથી એમ આપણે ધ્યાનમાં રાખવું જોઇએ.

ઇશ્વરને આપણા પિતા સમજવા જોઇયે અને આપણી કોશેષ છતાં આપણી જીંદગી અને સંસાર ગુજારવા માટે જોઇતી ચીજો ન મળે તો વફાદાર બચ્ચાં તરીકે આ મહાન પિતા પાસે બંદગી કરી માંગવાથી ફાયદો છે કે ગેરફાયદો? આપણે આવતાં પ્રકરણમાં એ બાબદની પુરતા ખુલાસાથી તપાસ કરીશું. અહિંયાં ઇશ્વર પાસે માગવું જરૂરનું છે તે વિષે થોડુંક વિવેચન કરીશું. આપણે ઘણીક વખતે અનુભવ્યે છીયે કે જેઓને ખોદા ઉપર પુરતો વિશ્વાસ હોતો નથી, ખુદા આપણને દરેક કાર્યોમાં મદદ કરી શકે છે, દરેક બંદગીનો જવાબ વાળે છે, જેપણ આપણી વાજબી માંગણી હોય છે તે આપણને આપે છે, સંસારી દરેક રીતની મુસીબતમાં આપણને રક્ષણ આપે છે, એવું પુરતાં યકીનથી માનતા નથી, તેઓ પોતાની મુસીબતમાં અને તંગીની વખતમાં, સઘળી પ્રમાણીક કોશેષો કરી ઇશ્વર પાસે પોતાની જરૂરની ચીજો માંગવાને બદલે ચોરી, લુચ્ચાઇ અને અપ્રમાણીક કોશેષો કરે છે.

ઇશ્વરને મહાન પિતા સમજી આપણાં દરેક કાર્યોમાં અને દરેક બંદગીમાં તેની મદદ માંગવાથી કેટલો ફાયદો થાય છે તે આવતાં પ્રકરણમાં ખુલાસાથી તપાસીશું. હાલ તુરત તો બંદગીના ચોથા અને સૌથી અગત્યના ભાગ તરીકે ખોદા પાસે બંદગી મારફતે માંગવું સ્વિકારયે છીયે.

હવે આપણે બંદગીનો અર્થ સારી રીતે સમજી શકયા છીયે. બંદગી એટલે ઇશ્વરના વખાણ ગાવાને, પાપનો પશ્ચાતાપ કરી પવિત્ર બનવાને, ઇશ્વરનું જે રક્ષણ અને જે કૃપા મળે છે તેનો આભાર માનવાને અને આપણી મુસીબતો અને દુઃખોમાંથી મદદ મેળવવા અરજ કરવાને આપણા આત્માને ઇશ્વરના સંબંધમાં લાવવો તે.

---

## પ્રકરણ ૨ જું.

—:o:—

## બંદગી કરવાથી થતા અમૂલ્ય ફાયદાઓ.

Lord, what a change within us one short hour,
Spent in Thy Presence, will prevail to make!
What heavy burdens from our bosoms take!
What heavy parched grounds refresh, as with a shower!
We kneel, and all around us seems to lower;
We rise, and all, the distant and the near,
Stands forth in Sunny outline, brave and clear.
We kneel how weak, we rise how full of power!
Why therefore, should we do ourselves this wrong,
Or others, that we are not always strong;
That we should ever weak or heartless be,
Anxious or troubled; when with us is prayer,
And joy and strength and courage are with thee!

R. C. TRENCH

જેઓએ હાલની અપૂર્ણ કેળવણી લીધી છે તેઓનો મોટો ભાગ બંદગી અથવા ધર્મ ઉપર ઇતબાર રાખતા નથી. તેઓ બંદગી કરવાથી ફાયદો શું થાય છે તે સમજી શકતા નથી, તેથી બંદગીને તુચ્છકારી નાખે છે માટે જો બંદગીથી થતા અમૂલ્ય ફાયદાઓ હાલની શાસ્ત્ર વિદ્યાને આધારે પુરવાર કરવામાં આવે તો બંદગીપરનો ઇતબાર લોકોમાં વધે; માટે આ પ્રકરણમાં બંદગીથી થતા અમૂલ્ય ફાયદા વિષે તપાસ કર્યે. જેઓ બંદગી અને ધર્મને તુચ્છકારી કાઢે છે, તેઓ એ બોલોના ખરા અર્થ અને તેથી થતા ફાયદા સમજી શકતા નથી. હાલની ઉંચી કેળવણી લીધેલા કેટલાક માણસોને ધર્મ વિષે મત આપતા વાંરવાર સાંભળ્યે છીયે. તેઓ જણાવે છે કે ધર્મ એટલે શું? ધર્મ તો ફક્ત નીતિ શિખવે છે. અમે કેળવણી

મારફતે નીતિ વિષે બહુ શિખ્યા છીયે. માટે હવે અમને ધર્મની શું જરૂર છે? આ એવોનું કહેવું ભુલ ભરેલું છે એમ આપણે સેહેલાઇથી પુરવાર કરી શકીશું.

આપણે ગયાં પ્રકરણમાં બંદગીનો અર્થ તપાસી ગયા છીયે કે બંદગીથી આપણે આત્મશકિતને ઇશ્વરના સંબંધમાં લાવ્યે છીયે તેજ પ્રમાણે ધર્મનો પણ ખરો અર્થ એજ થાય છે કે ધર્મ પાળવાથી એ આત્મશકિત આપણામાં ખિલે છે જ્યારે હાલની કેળવણી તો ફકત મનશકિતજ ખિલવે છે.

હવે આત્મશકિત અને મનશકિતમાં કેટલો તફાવત છે તે તપાસવો જોઇયે. મનશકિતમાં વિચાર કરવાની, અવલોકન કરવાની, વાદવિવાદ કરવાની શકિતઓ અને બુદ્ધિબળ હોય છે અને સઘળી શકિત મનમાંથી ઉત્પન થાય છે. જ્યારે આત્મશકિત આત્મામાંથી ઉત્પન થાય છે, આપણો આત્મા જે ઇશ્વરના અંશનો બનેલો છે તેમાં સઘળી ઇશ્વરી શકિતઓ સમાયલી છે. તેમાં સઘળા ઉત્તમ સદગુણો અને પવિત્રાઇ સમાયલી છે. એ શકિત જે માણસોમાં ખિળી છે તેઓ ઇશ્વિરી સ્વરૂપ ધરાવે છે. જ્યાં સુધી માણસમાં આ આત્મશકિત ખિળતી નથી ત્યાં સુધી તે ખરૂં સુખ પ્રાપ્ત કરી શકતો નથી, ત્યાં સુધી તે પોતામાં સમાયલું ઇશ્વરી સ્વરૂપ પ્રગટ કરી શકતો નથી અને ઉત્તમ સદગુણો વાપરી શકતો નથી. ધર્મ અને તેમાં ફરમાવેલી બંદગી શિવાય બીજી કાંઇબી ચીજ આ આત્મશકિત ખિળવી શકતી નથી, એ આત્મશકિત બંદગી મારફતે પ્રગટ થાય છે પણ અપૂર્ણ કેળવણી લીધેલા કેટલાક માણસો આત્મશકિત જેવું માનતા નથી; તેઓ તો ફકત મનશકિતમાંજ માને છે પણ આપણે જણાવ્યું તેમ આપણામાં બે શકિતઓ સમાયલી છે, એક મનશકિત અને બીજી આત્મશકિત.

પશ્ચિમ તરફના કેટલાક વિદ્વાનોએ બીજા વિદ્વાનોની હાજરીમાં " મેસમેરીઝમ " ના કેટલાક પ્રયોગો વડે આત્મશકિત પુરવાર કરી આપી છે. આ

પ્રયોગો નીચે પ્રમાણે કરવામાં આવે છે:–એક માણસ બીજાં માણસપર પોતાની શકિત વડે "મેસમેરીઝમ" અથવા "હીપનોટીઝમ" કરે છે ત્યારે સામો માણસ પોતાનું સઘળું ભાન ખોહી દઇ ઉંઘમાં પડે છે, તે છતાં પેલો "મેસમેરાઇઝર" જે કાર્ય કરવા કહે છે તે તે કરે છે. હવે આવી સ્થિતિમાં પેલો બેભાન હાલતમાં રહે છે તેથી પોતાની મનશકિત વાપરી શકતો નથી તે છતાં પેલા "હીપનોટાઇઝર" ના કહેવાથી અદભુત શકિતઓ વાપરી શકે છે, આંખ બંધ કરવા છતાં જોઇ શકે છે, કેટલાક માઇલો દુર શું થાય છે તે જોઇ શકે છે, ત્યાંની ખબર લાવી શકે છે, પોતાનાં ભાન સાથની સાધારણ હાલતમાં જે ચીજો કરી શકે નહીં તે ચીજો આવી બેભાન હાલતમાં યાને મનશકિત વાપરયા વગર કરી શકે છે એવું પ્રયોગોથી પુરવાર થયું છે, તેથી ખુલ્લી રીતે માલમ પડે છે કે મનશકિત ઉપરાંત બીજી આત્મશકિત માણસ જાતમાં છે, જે મનશકિત વગર પણ પોતાનું કાર્ય કરી શકે છે.

હીંદુસ્તાનના કેટલાક યોગીઓએ વર્ષો સુધી બંદગી અને તપ કર્યાથીજ આ શકિતઓ ખિળવી છે અને શકિતઓના અદભુત પ્રયોગો વારંવાર દેખાડે છે માટે આત્મશકિતના પુરાવા ઘણી રીતે મળી આવે છે.

બંદગીનો પહેલો ફાયદો એજ કે આ આત્મશકિત આપણામાં રફતે રફતે ખિળે છે, જેથી માણસ ખરૂં સુખ પ્રાપ્ત કરી શકે છે, ઇશ્વરી ગુણો ધરાવે છે, ઉમદા સદગુણો વાપરે છે અને પવિત્ર જીંદગી ગુજારે છે.

આપણી હાલની કેળવણીથી આ આત્મશકિત મુદલ ખિળવી શકાતી નથી, પરંતુ ફક્ત મનશકિત સારી રીતે ખિળવી શકે છે અને બુદ્ધિબળનો વધારો થાય છે, પણ તેથી કાંઇ ઉત્તમ સદગુણો ખિળતા નથી. ઉલટું આ રીતે મનશકિત ખિળવવાથી માણસ વધારે દુર્ગુણી બને છે. આપણા જુવાન્યામાં જે દુર્ગુણો જોઇયે છીયે તેનું મૂખ્ય કારણ એજ કે, તેઓને ધર્મ અને બંદગી મારફતે તેઓની આત્મશકિત ખિળવવાને પુરતાં સાંધનો પુરાં પાડવામાં આવતાં નથી.

એક વિદ્વાને એક ચોપાનિયાંમાં "Education and Crimes" "કેળવણી અને ગુનાહો" નામનું લખાણ કીધું છે જેમાંથી થોડા ફકરા અહિંયાં ઉતારી લીધેલા ફાયદાકારક થઇ પડશે.

ફ્રાન્સ દેશના એક જાણીતા જાહેર પુરૂષે ૧૮૯૭ માં જણાવ્યું હતું કે "છેલ્લાં પચાસ વર્ષ થયાં ગુનાહ ત્રણ ઘણા વધી ગયા છે. ઉંમરે પુગેલા યાને સોલ અને સત્તર વર્ષના કેળવણી લેતા છોકરાંઓમાં ગુનાહનું પ્રમાણુ એવડું થઇ ગયું છે."

જરમનીનો એક વિદ્વાન પણ એજ રીતે જણાવે છે કે "૧૯૦૩ માં જુવાન્યાઓમાં દુર્ગુણો ચાર વધી ગયા છે અને વધુ જણાવે છે કે "The relation between the sexes have never been in Germany, so far as history teaches us, so lax as they are to-day" આનો સાર પણ એજ થાય છે કે "તવારીખ પરથી માલમ પડે છે કે હાલ એક જાતી સામી જાતી સાથે જે ગુનાહ કરે છે તેવો અગાઉ કદી પણ માલમ પડયો નથી."

ધર્મ વગરની કેળવણીમાં કેટલો ભય છે તે વિષે લખતાં એક વિદ્વાન કેનન હેનસન, એમ. એ., બી. ડી., આ પ્રમાણે જણાવે છે;—

"The increase of crime is a fact so well authenticated that there is no need for me to enter in any lengthy proof

"The wisest statesmen and social students of Europe are perplexed by it, that many of them are confessing themselves baffled and disillusionised; that some of them are coming to admit that religion is indispensable for the moral training of human

beings, and that there has not yet been discovered any effective alterative for it."

આનો સાર એ થાય છે કે કેળવણી સાથે જુવાન્યામાં ગુનાહ વધ્યા છે એ તો તદન જાહેર છે.

યુરોપના કેટલાક જાણીતા વિદ્વાનો હવે કબુલ કરવા લાગ્યા છે કે માણસ જાતના સદગુણો ખિળવવા ધર્મની જરૂરજ અગત્ય છે, અને ધર્મ શિવાય બીજો અસરકારક ઉપાય માલમ પડતો નથી.

આ વિદ્વાનનાં મતપરથી પુરતી રીતે માલમ પડે છે કે મનુષ્ય જાતના ઉંચા સદગુણો ખિળવવા ધર્મની જરૂરજ છે. હાલ જુવાન્યામાં જે જે બદીઓ ચાલુ છે તેનું મૂખ્ય કારણ એજ કે તેઓને ધર્મનું પુરતું શિક્ષણ આપવામાં આવતું નથી.

હાલની કેળવણીથી મનશકિત બહુ ખિળે છે, પણ સદગુણો ખિળતા નથી, તેથીજ કેટલાક કેળવણી પામેલા માણસો પણ ગુનાહ કરે છે.

આપણે હવે પુરતી રીતે જાણી શકયા છીયે કે આત્મશકિત અને મનશકિત બે તદન જુદી શકિતઓ છે. હાલની કેળવણી ફકત મનશકિત ખિળવે છે.

આત્મશકિત બંદગીનાં બળથી ખિળવી શકાય છે. ખરાં જીગરથી જયારે એક માણસ વારંવાર બંદગી કરે છે ત્યારે તેનામાં આ આત્મશકિત ખિળવા માંડે છે અને તે કુદરતી રીતે પવિત્ર જીંદગી ગુજારે છે, દુન્યાના લોભ લાલચોથી દુર રહે છે અને સઘળાં કાર્યો ઉત્તમ હેતુથી કરે છે. આવો આદમી કદી કોઇને દુ:ખી કરતો નથી પણ સર્વને સુખી કરવાની કોશેષ કરે છે, દરેક કાર્ય પોતાની ફરજ તરીકે સમજી કરે છે અને તેથીજ આવો માણુસ શરીરે અને મને સુખી હાલતમાં રહે છે.

વીલ્યમ પેટન ડી. ડી. જણાવે છે કે "The history of piety is the history of prayer" પવિત્રતાની તવારીખ તે બંદગીની તવારીખ છે, યાને જે પવિત્ર માણસો થઇ ગયાં છે તે સઘળાં ખરી બંદગી કરનારાં હતાં. બંદગી આપણામાં પવિત્રાઇ વધારે છે. જેઓ પવિત્ર જીંદગી ગુજારવા માંગે છે તેઓ બંદગી કરે છે.

દુન્યાની તવારીખમાં જે મહાન પુરૂષો થઇ ગયા છે, જેઓ ઉત્તમ સદગુણો વાપરી ગયા છે, જેઓને દુન્યાનો મોટો ભાગ ભકિતભાવથી યાદ કરે છે, જેઓ આ રીતે પોતાનું નામ તવારીખમાં અમર કરી ગયા છે તેઓ સઘળા બંદગીનાં બળથીજ આ ઉત્તમ સદગુણો વાપરી શકયા હતા.

આ મહાન આદમીઓમાંના કેટલાકોને તો જીવતા બાળી નાખવામાં આવ્યા હતા, કેટલાકોને રીબાવી મારી નાખવામાં આવ્યા હતા, કેટલાકોને દેશવટો ભોગવવો પડયો હતો, કેટલાકોને તુરંગમાં જવું પડયું હતું, કેટલાકોએ હજારો માણસોનો ધિક્કાર પોતા ઉપર લઇ લીધો હતો, કેટલાક પોતાના તન, મન અને ધનના ભોગે રાત દિવસ લોકોનાં ભલાંને માટે કોશેષ કરે છે, અને તેના બદલામાં કેટલીક વખતે લોકોનો ધિક્કાર મેળવે છે. તવારીખમાં મશહુર થયલા આવા મહાન નરોને પોતાના સદગુણો વાપરવાને, અને આવું કષ્ટ ખમવાની શકિત શાથી મળતી હતી? પ્રિય વાંચનાર ખ્યાલ કર! બંદગીથીજ! આ મહાન નરોપર જયારે પણ કષ્ટ આવતું ત્યારે તેઓ બંદગી કરતા અને મહાન કાર્યો કરવાની અને અત્યંત કષ્ટ ખમવાની શકિત મેળવતા હતા. આ ઉત્તમ સદગુણો કેળવણીથી ઉત્પન્ન થતા નથી પણ બંદગીનાં બળથીજ. જયારે માણસમાં આત્મશકિત ખિલે છે ત્યારેજ આવા સદગુણો તેમાં ઉત્પન્ન થાય છે અને તન મન અને ધનના ભોગે એ સદગુણોનો ઉપયોગ કર્યા વગર રહેતા નથી. મહાન નરોની જીંદગીના હેવાલપરથી આપણે જાણ્યું છે કે બંદગીના મૂખ્ય ફાયદા એજ છે કે એનાં બળથી મા-

ણુસોમાં ઉત્તમ સદગુણો ઉત્પન્ન થાય છે, જે વડે માણસો મહાન કાર્યો કરે છે, પોતાના આવા સદગુણો વાપરવા અને દરેક રીતનો ભોગ આપવા તૈયાર થાય છે અને તેઓને દરેક રીતનું કષ્ટ ખમવાની શકિત મળે છે.

હાલની અપૂર્ણ કેળવણી પામેલા માણસો વારંવાર સવાલ કરે છે કે બંદગીનો ફાયદો શું? તેઓ હવે જાણશે કે તવારીખમાં મહાન કાર્યોને માટે અને ઉત્તમ સદગુણોને માટે મશહુર થયલા વિરલા પુરૂષો બંદગીનાં બળથી થયા હતા. એક માણસ સંસારમાં પડે છે તે વખતે જે જે દુ:ખો આવી પડે છે, જે જે લાલચો સામી આવે છે તે સામે ટકી રહેવાને બંદગી અત્યંત મદદ કરે છે.

દુન્યામાં મહાન કષ્ટો શાંત રીતે કોઇ માણસોએ ખમ્યાં હોય તો તે બંદગી કરનાર આદમીઓ છે. દુન્યાની તવારીખોમાંથી ઘણાક દાખલા મળી આવશે જેમાં ઉત્તમ સદગુણો વાપરવા ખાતર વિરલા નરોએ મોટા ભોગો આપ્યા છે, કેટલીક વખતે શાંતપણે જીંદગીનો પણ ભોગ આપ્યો છે.

જયારે એક માણસ પોતાની સઘળી કોશેષો છતાં નિરાશ થઇ જાય છે, જયારે ન ધારેલી આવી પડેલી મુસીબતમાંથી છુટકો મેળવવાની મુદલ આશા રહેતી નથી, જયારે ઉત્તમ સદગુણો વાપરયા છતાં લોકોના ધિક્કારમાં આવી જાય છે, જયારે સંસારી ખટપટથી કોઇ રીતનું સુખ મળતું નથી, જયારે વરસોની ધારેલી મુરાદો એક પળમાં ભ્રષ્ટ થઇ જાય છે, જયારે તવંગરીમાં એકદમ ફકીરી હાલતમાં આવી પડે છે, ત્યારે પ્રિય વાંચનાર આવી નિરાશ અને નાચાર હાલતમાં કોણ આપણી દુ:ખી લાગણીને શાંત બનાવે છે, કોણ થોડીક આશા આપણામાં ઉત્પન્ન કરે છે, કોણ દુ:ખથી કુમાઇ ગયલાં શરીરમાં શકિત ઉત્પન્ન કરે છે, કોણ આવી આફતો ખમવાને સહણ શકિત આપે છે, કોણ આવા ચોતરફ ફેલાયલા અંધકારમાં રોશની આપી રસ્તો બતાવે છે? કોઇજ નહીં, પ્રિય વાંચનાર, કોઇજ નહીં, પણ ખરાં જીગરની ઇશ્વરની બંદગી, કોઇજ નહીં પણ આપણું ઇશ્વર તરફનું યકીન.

આવી નિરાશ, નાચાર અને દુ:ખી હાલતમાં એકજ સખ્યારો મળે છે કે મહા કૃપાળુ ઇશ્વર આ મારી સ્થિતિ સારી રીતે જાણે છે અને તેની મરજી હશે તો તે મને બચાવશે, નહીં તો તેની મરજીને હું આધીન થઇશ. જો હું શાંતપણે આ સઘળું દુ:ખ ખમીશ તો ઇશ્વર કોઇ પણ રીતે મને એનો બદલો આપશેજ એવી તેની ખાત્રી થાય છે. સંસારી જીંદગીમાં માણસ વારંવાર આવી દુ:ખી સ્થિતિમાં આવી પડે છે, પણ જેઓ બંદગીપર ઇતબાર રાખે છે તેઓજ આવી મુસીબત શાંત મનથી ખમી શકે છે. પણ જેઓને ખોદા ઉપર અથવા બંદગી ઉપર ઇતબાર હોતો નથી તેની હાલત કેવી હોય છે? દુ:ખથી ફેલાયલા ચોતરફના આવા અંધકારમાં તેને કાંઇ સુઝ પડતું નથી, તેની મનની અને શરીરની સ્થિતિ બગડી જાય છે, તેને આ દુન્યામાં કોઇ રીતની આશા જણાતી નથી, તેનામાં આવી મુસીબતો સામે લડત ચલાવાની હીંમત અથવા શકિત રહેતી નથી. તેને બસ એમજ લાગે છે કે હવે જીવવું ફોકટ છે, અને તેથી પોતાનાં શરીરનો નાશ કરે છે. પોતે આપઘાત કરે છે અને પોતે તેમજ પોતાનાં સગાંવહાલાંને હંમેશનાં દુ:ખી કરી હંમેશનાં નામોશીમાં લાવી મુકે છે. હાલની કેળવણી પામેલા જુવાન્યાઓ કોઇ રીતનું દુ:ખ સહણ કરી શકતા નથી અને જરા જરામાં આપઘાત કરે છે, તેનું કારણ એજ છે કે તેઓમાં ખોદા ઉપર કે બંદગીમાં પુરતો ઇતબાર હોતો નથી, તેઓની બંદગી ઇતબાર વગરની હોય છે. અગર જો ખુદાપર પુરતો ઇતબાર હોય તો તેઓ માને કે ઇશ્વર દરેકને દુ:ખમાં મદદ કરે છે. દરેકને તેની સબુરીને માટે પુરતો બદલો આપે છે; દુન્યામાં દરેક કાર્યો તેના નેમેલા કાયદા અને મરજી પ્રમાણે થાય છે; જે જે દુ:ખો આપણાં ઉપર આવી પડે છે તે આપણી કરણી મુજબ આવે છે અને દરેક દુ:ખ આપણા ફાયદાને માટેજ છે અને તે ભોગવવાને આપણી ફરજ છે. એ દુ:ખ ઇશ્વરના કાયદા અને મરજી પ્રમાણે થાય છે માટે ઇશ્વરના કાયદા અને મરજીને તાબે થવું જોઇયે; ખ્રીસતીઓ એ બાબદમાં એક ઉત્તમ બંદગી કરે છે "Not

mine but thine will be done O'Lord" "ઓ ઇશ્વર મારી મરજી પ્રમાણે નહીં પણ તારી મરજી પ્રમાણે થાય." આ ઉમદા બંદગીની ખરી ફિલસુફી કોણ સમજે છે ? જેઓ ખરી રીતે સમજે છે તેઓ આપઘાત કરી પોતાનું હિચકારાપણું દેખાડતા નથી, તેઓ પોતાનો નાશ કરી ઇશ્વરના કાયદાને નાફરમાન અને બેવફા થતા નથી, પણ શૂરા પહેલવાનની માફક ઇશ્વરનાં નામથી, અને ઇશ્વર ઉપર યકીન રાખી દરેક દુઃખો બહુજ શાંતપણે ખમે છે. ઇશ્વર ઉપરના ઇતબારથી તવારીખમાં મશહુર થયલા વિરલા નરો પોતાના ઉત્તમ સદગુણો દેખાડવા અત્યંત કષ્ટ વેઠયું હતું અને જ્યારે તેઓને બાળીને મારી નાખવામાં આવ્યા, તેઓની ગરદન તલવારથી ઉરાડી નાખવામાં આવી, દુષ્ટ માણુસોએ તરેહવાર રીતે તેઓને રિબાવ્યા તે છતાં તેઓને ઇશ્વર ઉપર એટલો ઇતબાર હતો કે ઇશ્વરનાં નામથી તેઓ આવાં કષ્ટમાં શાંતપણે પોતાના જીવનો ભોગ આપ્યો હતો. હાલમાં આપઘાત વધે છે તેનું કારણ એજ કે તેઓમાં ઇશ્વરપર કે બંદગીપર પૂરતો ઇતબાર હોતો નથી તેથી બંદગીનાં બળથી તવારીખમાં મશહુર થયલા વિરલા નરોએ જે ઉત્તમ સદગુણો વાપરી પોતાનું નામ અમર મુકી ગયા છે તેઓના જેવા બંદગીના અમૂલ્ય ફાયદા મેળવવાને તેઓ શકિતવાન થતા નથી.

બંદગીના અમુલ્ય ફાયદાઓની સારી રીતે પિછાન કરવા બંદગીના જે ચાર ભાગ આપણે કીધા છે તેમાંથી એક પછી એક ભાગ લઇ તે દરેક ભાગમાંથી બંદગી કરનારને શું ફાયદો થાય છે તે તપાસ્યે.

પહેલા ભાગમાં બંદગી કરનાર ઇશ્વરની વખાણ કરે છે, ઇશ્વરની મહાન શકિત સ્વીકારે છે, ઇશ્વરને સર્વથી શ્રેષ્ટ અને સર્વથી પવિત્ર માને છે, આ રીતે વખાણ કરવાથી આપણને શું ફાયદો થાય છે તે તપાસ્યે.

જ્યારે એક બંદગી કરનાર ઇશ્વરનાં વખાણ કરે છે ત્યારે માણુસ જાતથી કલ્પી ન શકાય એવી મહાન શકિતઓ, એવા ઉમદા સદગુણો, એવી

ઉત્તમ પવિત્રાઇ મનમાં કલ્પે છે, જેથી તેનું આખું શરીર અન મન આ મહાન શકિતઓ કલ્પવાથી, એ શકિતઓથી ભરપુર થાય છે, અને તેજી બને છે. કારણ હાલની મનની અને વિચારને લગતી જે જે શોધો થઇ છે તે ઉપરથી પૂરવાર થાય છે કે જેવો મનમાં વિચાર કલ્પવામાં આવે છે તેવી મનની અને શરીરની સ્થિતિ થાય છે. માટે જે વખતે આપણે ઇશ્વરનાં વખાણ કર્યે છીયે તે વખતે જેટલા પ્રમાણમાં ઇશ્વરની મહાન શકિતઓ, ઉત્તમ સદગુણો અને સર્વથી શ્રેષ્ટ પવિત્રાઇ મનમાં કલ્પયે છીયે, તેટલા પ્રમાણમાં આપણામાં પણ ઉત્તમ સદગુણો અને પવિત્રાઇથી આપણું મન ઉંચ સ્થિતિમાં રહે છે, મનમાંથી સંબળા નજીવા અને દુર્ગુણી વિચારો જતા રહે છે અને આપણને જીંદગીમાં ઉત્તમ સદગુણો વાપરવાને ઉલટ આવે છે.

આ વાત જાણીતી છે કે કેટલાક વિદ્વાનો પોતાના Ideal hero એટલે નકલ કરવા લાયક ગુરૂઓ તરીકે ચોક્કસ મહાન નરોને વખાણે છે અને તેનું પરીણામ આપણે જોઇએ છીયે કે જેઓનાં રાત દિવસ વખાણ કરે છે તેઓના જેવાજ સદ્ગુણો પેલા વખાણનારામાં પણ માલમ પડે છે. જે લશકરી અમલદારો દુન્યા જીતનાર નેપોલીયનના લડવૈયા તરીકેના સદ્ગુણો રાત દિવસ વખાણે છે તે લશકરી અમલદારો પણ થોડે ઘણે દરજ્જે નેપોલીયનના જેવા સદગુણો વાપરવાની કોશેષ કરે છે. જેઓ આપણા મરહુમ પ્રધાન ગ્લેડસ્ટનના ઉમદા સ્વભાવ અને સદગુણી લક્ષણના રાત દિવસ વખાણ કરે છે તેઓ એવાજ સદગુણો પ્રમાણે ચાલે છે. જેઓ ચોકકસ ફિલસુફોની ફિલસુફી વખાણે છે તેઓ દરેક કાર્યો તે ફિલસુફના નિયમથી કરે છે.

જ્યારે મહાન નરોના વખાણથી આપણામાં આવી શકિતઓ ઉત્પન્ન થાય છે તો તેઓને પેદા કરનાર સર્વથી શ્રેષ્ટ અને સર્વના માલેકના વખાણ અને ભકિતભાવથી આપણામાં કેવી મહાન શકિતઓ આમેજ થતી હશે તેનો વાંચનાર વિચાર કરજે!

ઇશ્વરના કેટલાક ભકતો ઇશ્વરના ચોક્કસ સદગુણોજ વખણે છે અને રાત દિવસ તે ઉપર સ્મરણું કરે છે તેઓ પોતે અમુક શકિતનું સ્વરૂપ બને છે યાને તેઓના પોતામાં તે શકિત પુર બળમાં પ્રગટી નિકળે છે. કેટલાકો ઇશ્વરને પ્યારનાં સ્વરૂપ તરીકે માને છે ( God is love ) તેઓમાં પ્યારનું બળ એટલું તો જોશમાં પ્રગટી નિકળે છે કે તે દરેક ચીજને પોતાની પ્યારની નજરથી જુએ છે. તેઓ સર્વ તરફ પોતાના પ્યારનું બળ એટલું તો જોસમાં ફેકે છે કે સામા માણસને તેની આગળ બેસવાથી આનંદ થાય છે અને સઘળામાં પ્યારની લાગણી ઉશ્કેરાય છે. ઇશ્વરના આ ભકતમાં ધિક્કાર માલમ પડતો નથી.

ઇશ્વરના કેટલાક ભકતો પવિત્રાઇને ઇશ્વરનું સ્વરૂપ માને છે. ઇશ્વરની પવિત્રાઇપર રાત દિવસ સ્મરણ કરવાથી તેઓ શરીરે અને મને એટલા તો પવિત્ર થાય છે કે તેઓના ચહેરાનું નૂર જોતાંજ આપણને તેઓની પવિત્રાઇ માલમ પડે છે. તેઓની પવિત્રાઇનું બળ એટલું તો બળવાન હોય છે કે તેઓનો અવાજ અને તેઓની હાજરી સર્વને પવિત્ર બનાવે છે. કેટલાક વિદ્વાનો ઇશ્વરને ખુબસુરતીના સ્વરૂપ તરીકે વખાણે છે. તેઓ કુદરતની તમામ ખુબસુરતીના અભ્યાસી થાય છે. અને કવિઓ અને ચિતારાઓ તરીકે કુદરતની ખુબસુરતીના આશક બને છે. તેઓ દરેક ચીજોમાં ઇશ્વરની ખુબસુરતી જુવે છે અને તેનાં વખાણ કરે છે. તેઓ એક સુંદર ફુલમાં અથવા સુંદર દેખાવમાં આપણા કરતાં એટલી તો ખુબસુરતી જુવે છે, અને એટલા તો આનંદમાં આવે છે કે તેઓ ઇશ્વરને તે ફુલોમાં અથવા દેખાવમાં ભેટયા હોય એમ લાગે છે. તેઓ ઇશ્વરને આ સુંદર દેખાવમાં જુવે છે અને જે આનંદ મેળવે છે તે તેઓ બોલોમાં વર્ણવી શકતા નથી અને આપણાથી તે કલ્પી પણ શકાય નહીં.

જેઓ ઇશ્વરને આનંદમાં સ્વરૂપ તરીકે રાત દિવસ વખાણુ કરે છે, તેઓમાં એવો તો આનંદ વખતો વખત પ્રગટી નિકળે છે કે તેવો આનંદ

થોડા વખત ભોગવવાને દુન્યાનું રાજપાટ પણ છોડી દે છે. કારણ તેઓ ઇશ્વરને સર્વ આનંદનો અંશ તરીકે માને છે. તેઓ સર્વે વખતે આનંદમાં રહે છે અને સર્વને આનંદ આપે છે, તેઓ સંસારી દુ:ખોમાં પણ આનંદી રહે છે.

આ તો બંદગીનો એક ભાગ ફક્ત ઇશ્વરના વખાણના ફાયદા છે. હવે આપણે બંદગીનો બીજો ભાગ જે પશ્ચાતાપ છે તેના ફાયદા તપાસ્યે.

પશ્ચાતાપ કરતી વખતે બંદગી કરનાર પોતાથી થયલા જાણ્યા અજાણ્યા ગુનાહોને માટે ઇશ્વર આગળ પોતાની દલગીરી જાહેર કરે છે અને ફરીથી ગુનાહ ન કરવાને ઇશ્વરને વચન આપે છે અને એ ગુનાહ માફ કરવાને ઇશ્વિરને વિનંતી કરે છે. બંદગીનો આ ભાગ કેટલો ફાયદાકાર છે તે આપણને સહેલાઇથી માલમ પડે છે બંદગીના આ બીજા ભાગથી માણસ દર દિવસે વધુ સદગુણી થવાની કોષેશ કરે છે અને ગુનાહ કરતો અટકે છે ગુનાહ ભરેલાં કામોથી દુર રહેવા અને સદગુણોમાં વધારો કરવા બંદગી કરનારે આ ભાગ ઉપર ખુબ ધ્યાન અપવું જોઇયે છે. હવે બીજા ગુનાહ નહીં કરીશ એવું વચન હરરોજ આપવામાં આવે તે પાળવાની કોશેશ કરવીજ જોઇએ અને તોજ આપણે ઇશ્વરની કૃપા મેળવી શકીએ છીયે એવો ખ્યાલ કુદરતી રીતે બંદગી કરનારના મનમાં આવે છે તેથી તે ગુનાહ કરતો અટકે છે. સદગુણી બની સુખી થવાની આ રીત કેટલી સહેલી અને ફાયદાકારક છે જેઓ બંદગીના ફાયદા માનતા નથી તેઓને સવાલ કરવામાં આવે કે તેઓની પાસે કાંઇ બીજી એવી સહેલી રીત છે કે જેથી માણસો ગુનાહ કરતાં અટકે? જેને ઇશ્વરનો દર હોય છે તેજ નાની તેમજ મોટી ચીજોમાં ગુનાહ કરતો અટકે છે, પણ જેઓને તે માલીકનો ભય હોતો નથી અને બંદગી ઉપર ઇતબાર હોતો નથી તેઓ હરરોજ ગુનાહભરેલાં કામો કરે છે, અને છેવટે દુ:ખી થાય છે.

માણસ જાત ગુનાહને પાત્ર છે, પણ જેઓ પોતાનો જે ગુનાહ થયો હોય તેનો ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરે અને ફરીથી એ ગુનાહ ન થાય તે વિષે ઈશ્વિરને વચન આપે તેથીજ ઇશ્વરની કૃપા મેળવે અને ઈશ્વિરનાં રક્ષણમાં તે રહે છે. તે દીનપર દીન ગુનાહ કરતો અટકે છે અને સેવટે સદગુણી બની ઉત્તમ સુખ મેળવવાને શકિતવાન થાય છે, ત્યારે બંદગીનો આ બીજો ભાગ પણ કેટલો ફાયદાકારક છે તે પૂરવાર થયું છે.

બંદગીના ત્રીજા ભાગમાં બંદગી કરનાર ઇશ્વરનો આભાર માને છે. ઇશ્વરનો આભાર માનવાથી જે ફાયદો થાય છે તે એજ કે આપણે તેની તરફ વધારે વફાદાર બન્યે છીયે, અને વધારે સદગુણી થવાની કોશેષ કર્યે છીયે. જયારે બંદગી કરનાર એમ ખાત્રીથી માને છે કે આપણને ઈશ્વરે પેદા કીધા છે અને આપણાં સુખને માટે તમામ ચીજો પેદા કીધી છે, અને રાત અને દિવસ આપણાં સુખને અને રક્ષણને માટે કોશેષ કરે છે. આપણામાંના કેટલાક સુખ ભોગવી શકતા નથી તે આપણની આ ભવની અથવા ગયાં ભવની કરણીથીજ. આપણે જીંદગી ગુજાર્યે છીયે તે તેનાં રક્ષણથીજ, હર શ્વાસ જે દમમાં લઇયે છીયે તે તેની કૃપાથી, માટે દરેકે દરેક શ્વાસ માટે આપણે તેના આભારી છીયે. આપણે ખુદ હસ્તી ભોગવ્યે છીયે તે તેનાં રક્ષણથીજ, આ રીતે જ્યારે બંદગી કરનાર ખોદાનો ઉપકાર માને છે ત્યારે તેને ફાયદો એ થાય છે કે તેનામાં નમનતાઇ વધે છે, તેની ઇતરાજી જતી રહે છે અને તે વધુ સદગુણી થાય છે. તે જાણે છે કે જે ચીજો તે ધરાવે છે તે ઇશ્વરની કૃપાથીજ, ઈશ્વિરની મદદ અને રક્ષણથીજ તે સઘળું કરી શકે છે, નહીં તો હસ્તી પણ ભોગવી શકે નહીં, તેથી તે કોઇ રીતની તકોબરી કે ઇતરાજી કરતો નથી તેથી તે સદગુણી બને છે. તે સર્વ સાથે સારી વર્તણુક ચલાવે છે, તે ગમે તેવો મહાન ઓધો ભોગવતો હશે તે છતાં તેનામાં નમનતાઇ માલમ પડશે. મહાન નરો જેઓમાં ઇશ્વર તરફની આભારની લાગણી

ઘણીજ હતી તેઓ પોતાના મહાન દરજ્જા છતાં પોતાને જમીનની ખાક જેવા માનતા હતા. તુલસીદાસ જેવો મહાત્મા જેને હીંદુઓ ભક્તિભાવથી નમે છે તે ઇશ્વરનો આભાર માનતાં અને પોતાનું કમીનાપણું નીચલી લીટીમાં સ્વિકારે છે:-

તુલસી તુલસી મત કીજ્યે, તુલસી તનખો ઘાસ,
જબ પ્રભુજીકી કૃપા ભયી, બન ગયે તુલસીદાસ.

"બધાઓ મને તુલસી તુલસી શું કર્યા કરો છો? હું તો ફક્ત ઘાસના તનખા જેવો હતો, પણ જ્યારે ઇશ્વરની કૃપા થઇ ત્યારે તુલસીદાસ થયો છું."

બંદગીના પ્રતાપથી મહાન નરોએ જે રીતે પોતાની નમનતાઇ અને કમીનાપણું જાહેર કીધું છે તેવી નમનતાઇ હાલની કેળવણી પામેલા માણસોમાં માલમ પડતી નથી. હાલની કેળવણી પામેલા માણસો ઉલટા ગુમાની બને છે. પણ બંદગીનો આ ભાગ, જેમ ઇશ્વર તરફ આભારની લાગણી દર્શાવવામાં આવે છે તે જેવી રીતે નમનતાઇનો ઉત્તમ સદગુણ આપણામાં ઉત્પન્ન કરે છે, તેવો ઉત્તમ સદગુણ હાલની કેળવણીથી અથવા કોઇ બીજી રીતે ઉત્પન્ન થઇ શકતો નથી.

એથી વધુ ફાયદો એ થાય છે કે જ્યારે બંદગી કરનાર ખાત્રીથી માને છે કે દરેકે દરેક શ્વાસ લઇયે છીયે તેને માટે આપણે ઇશ્વરના આભારી છીયે, ત્યારે તે વધારે સદગુણી બને છે અને ઇશ્વરની કૃપા મેળવવાને કોશેષ કરે છે. તે જાણે છે કે આટલાં પાપો અને ભુલો છતાં ઇશ્વર આટલી બધી કૃપા કરે છે અને જો તેનો અંત:કરણની આભાર માનવામાં આવે નહીં તો બીજી કૃપા મેળવી શકાય નહીં, માટે તે રાત-દિવસ આભાર માને છે. પણ આમ કરતાં તેને માલમ પડે છે કે ઇશ્વરનો ખાલી આભાર માની તેના કાયદાઓનો ભંગ કરી પાપો કરવાં વાજબી ગણાય નહીં તેથી દરેક રીતે સદગુણી થવાની કોશેષ કરે છે.

આ રીતે બંદગી કરનાર બંદગીના ત્રણ તબકકા પસાર કરી આખરે છેલ્લા ચોથા તબકકા ઉપર આવી લાગે છે. પહેલા તબકકામાં ઇશ્વર કેવો બળવાન છે, તે કોણ છે, તેની શકિતઓ શું છે તેનો ખ્યાલ કલ્પી, બીજા તબકકા ઉપર પોતે કેવો પાપી છે તે જાણી પોતાના પાપનો પશ્ચાતાપ કરી, પોતામાંથી દુર્ગુણો કાઢી નાખી પવિત્ર બને છે કે જેથી તે પવિત્રાઇનાં સ્વરૂપ ઇશ્વરને ચરણે જવાને લાયક થાય છે અને ત્યાર પછી પોતે ઇશ્વરનો કેટલો આભારી છે, દરેકે દરેક શ્વાસને માટે ખુદ પોતાની હસ્તિને માટે અને તેના સુખને માટે આ તમામ જગત બનાવી છે તે માટે, જે જે કૃપા મેળવે છે તે માટે ઇશ્વરનો અંતઃકરણથી આભાર માની હવે બંદગીના ચોથા તબકકા ઉપર આવી પુગે છે. જેમાં એ બંદગી કરનાર પોતાને જરૂરની જોઇતી ચીજો મેળવવા ઇશ્વરની મદદ માંગે છે.

જયારે બંદગી કરનાર ઉપર જણાવ્યા મુજબ સારી રીતે બંદગીના ત્રણ તબકકા પસાર કરે છે ત્યારે તે ઇશ્વરની કૃપા અને મદદ મેળવવાને લાયક થાય છે અને આ ચોથા તબકકામાં બંદગીથી થતા ઉત્તમ ફાયદા મેળવવાને નસીબવાન થાય છે. પોતાની બંદગીનો જવાબ મેળવવાને શકિતવાન થાય છે એટલે કે તેના ઉપર કોઇબી રીતની મુસીબત આવે, કોઇબી દુઃખ આવે તો ખોદાની મદદથી તે દુર કરવાને શકિતવાન થાય છે. પોતાનો સંસાર ચલાવવાને જરૂરની કોઇ પણ ચીજો તેની કોશેષ કર્યા છતાં મળી શકતી ન હોય તો તે પરમાત્મા પાસે માંગવાથી મળી શકે છે.

આપણે હવે પછીનાં પ્રકરણમાં સત્તાવાર દાખલાથી પૂરવાર કરીશું કે બંદગીનાં બળથી આપણાં દુઃખ અને મુસીબતમાં ઇશ્વરની મદદ મેળવી શકયે છીયે. જેઓ શરીરે દુઃખી દરદી હોય તેઓ બંદગીનાં બળથી તંદરોસ્ત બને છે. જેઓ પૈસાની તંગીમાં આવી પડયા હોય અને ભુખમરો ભોગવતાં હોય તેઓ બંદગીનાં બળથી પૈસા મેળવી શકયા છે. ફકત બંદગીનાં બળથી

મોટી મોટી ઑરફનેજો અને ઑસપીટલો ઉંઘાડવામાં આવી છે. દુકાળના વખતમાં બંદગીનાં બળથી વરસાદ પણ પાડવાને શકિતવાન થયા છે, ધર્મ સજીવન કરી શકયા છે, બંદગીનાં બળથી દુર્ગુણી માણસો સદગુણી બન્યા છે. આ સઘળાના સત્તાવાર ખરા બનેલા દાખલાઓ હવે પછીનાં પ્રકરણમાં આપણે તપાસીશું.

બંદગી કરનાર પવિત્ર મનથી પોતાની હાજતની ચીજો, પ્રમાણીક કોશેષ કરી માંગે છે તે મેળવી શકે છે. પણ જેઓ ઇશ્વરના સાચ્ચા ભગતો છે તેઓ પોતાની બંદગીમાં ઇશ્વર પાસે કશું માગતા નથી. તેઓ પોતાનો જીવ, સંસારી સુખ, સર્વ ઇશ્વરને અર્પણ કીધું હોય છે, અને ફકત તેના પ્રેમને ખાતરજ જીંદગી ગુજારે છે. જે પ્રમાણે એક ખરો આશક પોતાની માશુકનો પ્યાર મેળવવા દુન્યાની તમામ મુસીબત ખમવા તૈયાર થાય છે, તે માશુક પાસે માંગવું હલકું ગણે છે પણ તેણીને સર્વ ચીજો આપવા હંમેશાં તૈયાર રહે છે, તેમ ઉંચ્ચે દરજ્જે ચઢેલા ઇશ્વરના સાચ્ચા ભગતો ઇશ્વિરના પ્રેમને ખાતર દુન્યવી તમામ મુસીબત શાંતપણે ખમવા તૈયાર રહે છે, તેઓ બંદગીમાં માગવું હલકું ગણે છે. તેઓની બંદગીનો તબકકો ઘણોજ ઉત્તમ પ્રકારનો હોય છે, પણ સાધારણ માણસની બંદગીનો તબકકો જુદાજ પ્રકારનો હોવાથી તેઓ જ્યારે સંસારમાં પડે છે અને તરેહવાર મુશ્કેલીમાં આવે છે ત્યારે ઇશ્વિર પાસે બંદગીવડે માંગવાની તેઓને ફરજ પડે છે, અને તેઓ ઇશ્વિર પાસે માંગ માંગ કરતાંજ સેવટે ઉંચ્ચા પ્રકારની બંદગી કરવાને શકિતવાન થાય છે, માટે જેઓ વાંધો લે છે કે બંદગીમાં માંગવું નહીં જોઇયે, તેઓએ ધ્યાનમાં રાખવું જોઇયે કે સાધારણ માણસનો બંદગીનો તબકકો જુદાજ પ્રકારનો હોય છે. તેઓને બંદગી વડે માંગવું ફાયદાકારક છે. ઉપર દરશાવ્યા મુજબ બંદગી ચાર ભાગની હોવી જોઇયે. એવાજ વિચારથી રેવરંડ વિલ્યમ પેટન ડી. ડી. જેને એ બાબદનો ખાસ અભ્યાસ કીધો છે. તે જણાવે છે કે:—"In the Bible prayer

means simply petition" બાઇબલમાં બંદગીનો અર્થ ફક્ત ખોદાને અરજ કરવાનો થાય છે. હવે સાધારણ માણસોને બંદગીમાં માંગવાથી ફાયદો થાય છે કે ગેરફાયદો તે બારીકીથી તપાસવું જોઇયે. જો સાધારણ માણસોને બંદગીમાં માંગવું ફાયદાકારક માલમ પડે તો વાંધો નિકળી જાય છે.

ઇશ્વરને આપણે સઘળાનો પિતા ગણવો જોઇયે અને આપણે તેનાં બચ્ચાં છીયે એમ માનવું જોઇયે. તેથી આપણને જે ચીજની જરૂર પડે તે આપણે એક બાળક તરીકે આપણા પિતાને અરજ કર્યે છીયે અને આપણા પિતા ઘટતું હોય તો તે આપણને આપે છે. તે પ્રમાણે આપણી બેહેતરીને માટે આપણી બનતી કોશેષ કર્યા પછી ઇશ્વરની મદદ માંગવી જોઇયે. આ રીતે દરેક બંદગી અને કાર્ય કરતી વખતે ઇશ્વરની મદદ માંગવાથી આપણે ખરી બંદગી કરવાને શકિતવાન થયે છીયે. કારણ જ્યારે પણ એક માનવી ઇશ્વરની મદદ માંગે છે ત્યારે કુદરતી રીતે તે પવિત્ર જીંદગી ગુજારવાની કોશેષ કરે છે, કારણ તે જાણે છે કે જો ખરાબ જીંદગી ગુજારવામાં આવે છે, જો સદગુણો વાપરવામાં આવતા નથી તો ઇશ્વર કોઇ દિવસે પણ મદદ કરતો નથી, તેથી જ્યારે પણ ઇશ્વરની મદદ એક માણસ માંગે ત્યારે તે ખરો સદગુણી બનવાની કોશેષ કરે છે. આ રીતે ઇશ્વર સાથ સંબંધ રાખવો એજ બંદગીની મૂખ્ય નેમ છે. કેટલાક માણસો જેઓને ખોદા ઉપર અથવા બંદગી ઉપર યકીન હોતું નથી તેઓ પોતાની હાજત અને તંગીની વખતે મેહેનત કરવા છતાં કાંઇ પુરતું મળતું નથી ત્યારે અપ્રમાણીક કોશેષો કરે છે, બીજાઓને હેરાન કરી પોતે લાભ મેળવવા માંગે છે, તેથી ઘણાક દાખલાઓથી પૂરવાર કરી આપવામાં આવશે કે એવે વખતે દુર્ગુણો વાપરવાના કરતાં ઇશ્વરની મદદ પુર યકીન સાથ માંગવામાં આવે તો ખરેખર મદદ મળી શકે છે.

બંદગીની શરૂઆત તપાસીશું તો તે પણ ઇશ્વર તરફથી મદદ માંગ-

વાથી થઇ હોય એમ લાગે છે, કારણુ જ્યારે એક માણુસ પોતાની સઘળી મેહેનત છતાં કાંઇ ફાયદો મેળવી શકતો નથી અને પોતાની હાજતો માટે કાંઇ મેળવી શકતો નથી ત્યારે કુદરતી રીતે તે ઇશ્વરની બંદગી કરે છે અને તેની પાસે મદદ માંગે છે. આવીજ રીતે ખરી બંદગીની શરૂઆત થયલી માલમ પડે છે. ઇશ્વરનું કાર્ય શું છે? એજ કે પોતે કીધેલી પેદાયશની રાત દિવસ સંભાળ રાખવી. ઇશ્વર સર્વનો પિતા છે તે કાંઇ સર્વની સીફારસ અથવા વખાણુને માટે આતુર નથી, પણુ જેપણુ કાંઇ આપણી તરફથી પરવરદેગાર આશા રાખે છે તે એજ કે આપણે સદગુણી અને વફાદાર થઇ, ઉમદા કાર્યો કરી સુખી થઇયે. આવા સદગુણો આપણામાં માલમ પડે તો ઇશ્વર ખુશી સાથે મદદ કરે છે. જે પ્રમાણે એક પિતા પોતાના સદગુણી છોકરાંની દરેક રીતે સંભાળ રાખે છે અને ખુશી સાથે તેની હાજતોની ઘટતી દરેક ચીજો પુરી પાડે છે તેજ પ્રમાણે આપણો એ મહાન પિતા આપણુને દરેક ઘટતી મદદ કરે છે.

મેસેચુસેટસના એક પાદરીએ પોતાની બંદગીનો જવાબ કેમ મેળવ્યો હતો તે વીલ્યમ પેટન નીચે પ્રમાણે જણાવે છે:– "The Lord answered my prayers as certainly and constantly as father or mother supplied my wants when a boy, at my request, and in such a way that I could not fail to see The Lord's hand as the gifts come out of it. Yet He had always done it as naturally as father and mother did it, and I suppose always will—"

આનો સાર એ થાય છે કે જે પ્રમાણે આ પાદરી બાળક હતો તે વખતે માબાપ પાસે જે ચીજો માંગતો તે મળતી હતી તેજ પ્રમાણે તેને ઇશ્વર તરફથી દરેક જરૂરજોગી ચીજો બંદગીનાં બળથી મળતી હતી.

આ રીતે જો બંદગી કરનાર ઈશ્વરને પોતાનો પિતા સમજી પોતાને તેના વફાદાર નિર્દોષ બાળક તરીકે સ્વિકારી ઇશ્વર પાસે પોતાની જરૂરની ચીજો બંદગી મારફતે માંગે તો તેથી બંદગી કરનારને કોઇ રીતનો ગેરફાયદો થતો નથી. પણ આપણે તપસી ગયા છીયે તેમ તે બંદગી કરનાર વધારે સદગુણી અને પ્રમાણીક બને છે.

કેટલાકો બીજો વાંધો એ લાવે છે કે ઇશ્વર પાસે બંદગી કરનાર જરૂરની ચીજો તંગીની વખતે માંગવાથી, માણુસો ઉધેગી બને નહીં, પોતાની દરેક કોશેષો કરે નહીં, પોતાની મનશકિત પુરતાં બળમાં વાપરે નહીં અને તંગીના વખતમાં આળસુ બની જઇ પોતાને અને પોતાના કુટુંબને વધારે મુફલેસીમાં લાવી મુકે. જેઓ બંદગીનો ખરો અર્થ સમજતા ન હોય, જેઓ બંદગીના ફાયદાથી અજ્ઞાન હોય, જેઓ ખોદા કોણુને મદદ કરે છે અને કુદરતના કેવા કાયદાઓથી મદદ કરે છે તે જાણતા ન હોય તેઓ આળસુ રહી ખોદા પાસે ઘણુંક માંગ્યા કરે તો તેઓને જરૂર ગેરફાયદો થાય એમાં કાંઇ શક નથી અને ઉપલો વાંધો ખરેખરો ગણાય. પણ જેઓ બંદગીનો અર્થ ખરેખરો સમજે છે, જેઓ રાત દિવસ બંદગી કરી સદગુણી અને પવિત્ર જીંદગી ગુજારવાને શકિતવાન થયા છે, તેઓ સારી રીતે જાણે છે કે ઇશ્વર કદી પણ આળસુ માણુસને મદદ કરતો નથી. તેઓમાં સદગુણો ખિળેલા હોવાથી તેઓ વધારે ઉદ્યોગી બને છે, તેઓ પ્રમાણીકપણે અને મહેનતુ બની સર્વ કોશેષો કરે છે અને પોતાની સર્વ કોશેષોમાં ઇશ્વરની મદદ માંગે છે. જો પોતાની બનતી કોશેષો છતાં, પોતાની તથા પોતાના કુટુંબની હાજતો પુરી પાડી શકતો નથી તો બીજાઓ કે જેઓને ઇશ્વરની મદદને માટે પુરતો વિશ્વાસ હોતો નથી તેઓની માફક, અપ્રમાણીક કોશેષો કરતો નથી, પોતાના સ્વાર્થને ખાતર બીજાને નુકસાન કરતો નથી પણ તેને ઇશ્વર ઉપર એટલો તો ઇતબાર હોય છે કે તે પોતાની હાજતોને માટે ઇશ્વરને અરજ કરે છે અને ખાત્રીથી માને છે કે ઇશ્વર

પ્રમાણીક કોશેષોનો બદલો વાળી આપશે, અને તેને જરૂરજ મદદ કરશે. તેને કોઇ રીતની નિરાશી ઉત્પન્ન થતી નથી પણ પૂર ઉલત અને ખંતથી પોતાની કોશેષો ચાલુ રાખે છે તે કોઇ રીતની લાલચોને આધીન થયાથી ઇશ્વર રાજી થતો નથી અને સુખ મળતું નથી તેથી સખત તંગી અને મુફલેસી છતાં તે અપ્રમાણીક થઇ પૈસા મેળવવાને કદી લલચાતો નથી. અને સઘળી લાલચોને વશ નહીં થતાં તે દૃઢ મન રાખી પ્રમાણીક રહે છે કારણ તે પુર ખાત્રીથી માને છે કે તેની દરેક પ્રમાણીક કોશેષો ઇશ્વર તપાસે છે અને તેનેજ હું બંદગીમાં અરજ કરીશ તો જરૂર મારી મનની મુરાદ ફળીભુત નિવડશે અને મને જોઇતી મદદ ઇશ્વર કરશે.

આ રીતે તપાસ કરતાં માલમ પડે છે કે ઇશ્વર પાસે બંદગી કરી પોતાની હાજતો માંગવાથી બંદગી વધારે ઉદ્યોગી અને પ્રમાણીક બને છે, કદી નિરાશ થતો નથી અને દરેક રીતે સદ્‌ગુણી બને છે, માટે બંદગીમાં માંગવાની જરૂર છે કારણ એવી રીતે માંગવું ફાયદાકારક છે.

આ પુસ્તક લખવાનો મૂળ હેતુ એજ છે કે તમારી ઉપર કોઇ રીતનું દુઃખ હોય, તમારાં ગુજરાનને માટે પૈસા જોઇતા હોય, તમે મુફલેસીમાં હોવો તો શું કામ અપ્રમાણીક કોશેષો કરો છો ? શું કામ લોભ લાલચોને આધીન થઇ નીચ કાર્યો કરો છો ? શું કામ ઇશ્વરના અને માણસ જાતની નજરમાં હલકા અને દુર્ગુણી થાવો છો ? તે મહાન પિતાની ઉપર પુર ઇતબાર રાખી દરેક રીતની પ્રમાણીક કોશેષો કરી ઉદ્યોગી બની, આ મહાન પિતા પાસે તમારી હાજતની ચીજ માંગો અને તમને જોઇતી ચીજો મળશે. તમારી બંદગીનો જવાબ જરૂર મળશે એમ હવે પછીનાં પ્રકરણમાં ખરા બનેલા સત્તાવાર દાખલાઓથી પુરવાર થયલું વાંચક જોશે.

હાલ તુરત તો આપણે બંદગીથી શું શું ફાયદા થાય છે તેની તપાસ કીધી છે. આપણે જાણ્યું છે કે બંદગીથી એક માણસમાં જે રીતે ઉમદા

સદ્દગુણો ખિળે છે તે રીતે હાલની કેળવણીથી ખિળતા નથી. હાલની કેળ વણીથી માણસનું ફક્ત બુદ્ધિબળ ખિળે છે અને માણસ ગુમાની અં તુમાખી બની જાય છે. એ કેળવણી ફક્ત મનશક્તિ ખિળવે છે પ મનશક્તિ ઉપરાંત આપણામાં આત્મશક્તિ છે કે જેમાં સર્વથી ઉત્ત સદ્દગુણો સમાયલા છે તે બંદગીનાં બળથી ખિળે છે અને જો આત્મશક્તિ ખિળે છે ત્યારેજ માણસજાતમાં છુપાયલો ઇશ્વરી અંશ ખિળે છે અ ત્યારેજ તે માણસ એટલો તો સદ્દગુણી બને છે કે આપણે માણસ જાતં ઇશ્વરનું સ્વરૂપ માન્યે છીયે. તે ઇશ્વરી સ્વરૂપ ખરેખર તે માણસમાં પ્રગટ નિકળે છે અને તે માણસ તરીકેની ખરી શ્રદ્ધાઇ ભોગવવાને શક્તિવાન થા છે. પણ દલગીરીની વાત એ છે જે હાલની અપૂર્ણ કેળવણીનાં તુમાખી પણાંથી અને ગુમાનથી આપણા જુવાન્યામાં બંદગી ઉપરનો અં ખોદા ઉપરનો ઇતબાર ઉઠી ગયો છે, તેઓ બંદગીના અમૂલ્ય ફાયદ પિછાણી શકતા નથી.

આપણે આશા રાખ્યે છીયે કે આ પ્રકરણ મારફતે તેઓ બંદગીન અમૂલ્ય ફાયદા જોઇ શકે. આવા જુવાન્યાઓ બીજી શંકા એ દેખાડે છે કે બંદગીનો જવાબ મળી શકતો નથી, કેટલાકો આટલી બંદગી કરે છે ને બંદગીનો જવાબ તો મેળવી શકતા નથી. તેઓની આ શંકા દુર કરવ આપણે આવતાં પ્રકરણમાં બંદગીના બળથી કેટલાક જાણવા લાયક જવાબો કેમ મળ્યા હતા તે પુરવાર કરીશું કે જેથી ઇશ્વર તરફ અને બંદગી તરફનો ઇતબાર લોકોમાં વધે અને બંદગીથી થતા અમૂલ્ય ફાયદા મેળવવાને શક્તિવાન થાય.

---

# પ્રકરણ ૩ જું.

---

## બંદગીના મળેલા જાણવા લાયક જવાબો.

" When prayer mounts upon the wing of fervour to God. then answers come down like lightening from God."

W. SACKER.

"જ્યારે બંદગી ખરા જીગરનાં જુસ્સાથી કરવામાં આવે છે ત્યારે તેના જવાબો આકાશ ઉપરથી પડતી વિજળી માફક મળે છે."

ડબલ્યુ સેકર.

દરેક ધર્મોનાં સાહિત્ય તપાસવાથી માલમ પડશે કે તેમાં બંદગીના જવાબો મળેલા જણાવવામાં આવ્યા છે. આપણા પેગમ્બરો, રૂષીઓ તેઓના ચેલાઓ, મોટા ગર્મગુરૂઓ બંદગીના જવાબો મેળવતા હતા એમ જણાવવામાં આવ્યું છે. પણ આવા પૂરાણા દાખલાઓને હાલના લોકો કલ્પીત સમજી તેઓ ઉપર ઇતબાર રાખતા નથી તેથી આપણે હાલ બનતા દાખલાઓજ રજુ કરશું કે જે વધારે અસરકારક નિવડશે. જે દાખલાઓ રજુ કરવામાં આવશે તેમાંના કેટલાક, એક જાણીતા ખ્રીસ્તી ધર્મગુરૂ અને જાણીતા ગ્રંથકર્તા વીલ્યમ પેટન ડી. ડી. એ સત્તાવાર રીતે આપ્યા છે તે રજું કરશું કે જે દાખલાઓને વિષે કોઇ રીતની શંકા રહે નહીં.

### બંદગીનાં બળથી પડેલો વરસાદ.

જેઓ બંદગી ઉપર ઇતબાર રાખતા નથી તેઓ આ બાબત તદન હસી કાઢે છે તેમાં કાંઇ નવાઇ નથી પણ આ બાબદનો સત્તાવાર હેવાલ રજુ કરવામાં આવશે તેથી પુરતી ખાત્રી થશે. તા. ૨૪ મી ઑગષ્ટ ૧૮૭૫ નાં કાગળમાં Rev. Enoch Pond, D. D. નામનો પાદરી બંદગીથી વરસાદ પડવાનો હેવાલ નીચે પ્રમાણે આપે છે.

"નોર્થબુક ફીલ્ડમાં રહેનો ડા. સ્નેલે આ હેવાલ મને આપ્યો હતો, વોરસેસ્ટર કાઉન્ટીના ઉત્તર તરફના ભાગોમાં મુદ્દલ વરસાદ માલમ પડયો નહીં જેથી ઘણોજ સખ્ત દુકાળ પડવાની ધાસ્તી રખાઇ હતી. ઓકહેમમાં રહેતો પાદરી ટોમલીનસન જે પોતાની પવિત્રાઇ માટે અને ઘણીજ અસરકારક બંદગી કરનાર તરીકે જાણીતો હતો, તેણે સઘળા લોકોને એક દિવસ અપવાસ પાળવા અને બંદગી કરવા નક્કી કીધો. ડા. સ્નેલ નજદીકના ગામડાંમાં રહેતો હતો તે પોતાના પાદરી ભાઇ ટોમલીનસનની સાથે ભેગી બંદગી કરવા પોતાના ઘરેથી ઘોડા ઉપર સ્વારી કરી આવ્યો. નક્કી કીધેલો દિવસ તદન ખુલ્લો હતો અને સૂર્ય બહુજ તપતો હતો, અને દરેક ચીજો પાણી વગર તરસથી સુકાઇ જવાની અણી ઉપર હતી. સભામાં ઘણાં લોકો ભેગાં થયાં હતાં. ટોમલીનસન મુખ્ય કરી વરસાદ માટેની બંદગીને માટે બહુજ આતુર દેખાતો હતો. તેને આ બાબદ પડતી મુકી ન હતી. ખોદાજ એ બાબદમાં મદદ કરી શકે અને તેને અરજ કરવીજ જોઇયે. આ ભેગી બંદગી ખલાસ થયા પછી ડા૦ સ્નેલે પોતાના ઘોડા ઉપર સ્વારી કરી પાંચ, છ માઇલને છેટે પોતાનું ઘર આવ્યું હતું ત્યાં જવા નિકળ્યો. રસ્તે જતાં પશ્ચિમ તરફના આકાશપર એક નાની વાદળી જોઇ, પણ પહેલાં તે વિષેનો કાંઇ પણ વિચાર તેને આવ્યો નહીં. તરતજ એ નાની વાદળી મોટી થવા માંડી અને કાળી થવા માંડી. ડા૦ સ્નેલ કહે છે કે "હું ઓકહેમ પસાર કરી રહું તે અગાઉ હું વરસાદથી ભીજાઇ ગયો. ઓકહેમ વરસાદના પાણીથી તર થઇ ગયું, પણ જાણવા લાયક તો એ હતું કે આજુબાજુના ગામડાંમાં વરસાદ પડયો ન હતો."

બીજો દાખલો લઇયે. પ્રોફેસર કાઉલ્સ, એક જાણીતા પાદરી નામે Rev. Charles Finney ની બંદગીથી પડેલા વરસાદનો હેવાલ નીચે પ્રમાણે આપે છે.

"આશરે ત્રીસ વરસની વાત ઉપર ઓબરલેન (Oberlin) અને તેની આસપાસના ગામડાંમાં ગરમીની મોસમમાં ત્રણ મહિના વરસાદ પડયો નહીં જેથી લોકો દુકાળની વેદના ખમવી પડતી હતી.

"આ ગામડાંથી દશ માઇલ દુર એક સરોવર આવ્યું છે; વરસાદ પડવાની આશા આપનારાં વાદળાંઓ સુક્રી તપી ગયલી જમીન ઉપરથી હઠી જઇ પેલાં સરોવર તરફ ધસડાઇ જતાં હતાં અને ત્યાં વરસાદ પડતો હતો. એક વખતે એક કાળું વાદળું પેલા સરોવર આગળ ઉભું હતું પણ ત્યાંથી આગળ વધી વરસાદ પડવાના કાંઇ પણ ચીન્હો દેખાડતાં ન હતાં. પેલો પાદરી ફીની આ વાદળાં ઉપર નજર રાખી રસ્તામાં ચાલતો હતો. અને પછી શું બનાવ બન્યો તે એ પાદરીનાજ શબ્દોમાં નીચે પ્રમાણે ઉતારી લેવામાં આવે છે. પેલો પાદરી ફીની જણાવે છે કે "હું આ રીતે ફરતો હતો તે વખતે રાલ્ફ નામનો ગ્રહસ્થ મારી સામે આવી ઉભો અને કહેવા લાગ્યો કે મી૦ ફીની હું જાણવા માંગું છું કે તમે વારંવાર વાયજમાં કહો છો કે ઇશ્વર કૃપાળુ છે અને સારો છે તે શા આધારે કહો છો? જુઓ વરસાદ વગર ફોગટનો સરોવરમાં પડયા કરે છે, જ્યાં કાંઇ પણ જરૂર નથી અને આ રીતે પાણી ફોગટમાં જવાથી આપણે પાણી વગર કેટલા દુ:ખી થઇયે છીયે?" પેલા રાલ્ફના આ શબ્દો સાંભળવાથી મારૂં હૈયું ઉશ્કેરાઇ આવ્યું, હું તરત ઘર તરફ દોડયો, બંદગી કરવાના ઓરડા (Closet) માં જઇ, ગુંઠણુ મંડયે પડયો અને રાલ્ફ જે શબ્દો બોલ્યો તે વિષે ઇશ્વરને કહ્યું અને ઇશ્વરને અરજ કીધી કે 'આ નીંદાખોર, શરમીંદો બને તે પ્રમાણે તારી મહાનશકિત અને કૃપા દેખાડ! મેં લોકોને વરસાદને માટે બંદગી કરવા કહ્યું છે તેથી હવે વખત નજદીક આવ્યો છે તે વખતે તું બંદગીના સાંભળનાર તરીકે તારી શકિત દેખાડ!' હું આ રીતે બંદગી કરી ગુંઠણુમંડયેથી ઉઠું તે અગાઉ તો પવનના ફુંફારાનો અવાજ આવવા લાગ્યો. મેં બારી બહાર જોયું તો સઘળું

આકાશ કાળું થઇ ગયું હતું, વાદળાંઓ ચઢી આવતાં હતાં અને તુરનજ બે કલાક ધોધમાર વરસાદ પડવા લાગ્યો."

પ્રોફેસર હેનરી કાઉલ્સ તા૦ ૩૧ મી આગષ્ટ ૧૮૫૩ ના પોતાનાં ચોપાન્યામાં અધીપતી તરીકે નીચે પ્રમાણે લખે છે:—

"તા૦ ૧૪ મી આગષ્ટ રવીવાર (Sabbath) આપણા (ઓબરલીન) ના દેવળમાં જે બનાવ બન્યો હતો તે ઇશ્વરની કૃપાને માટે ધ્યાન પુગાડવા જોગ છે. સખ્ત ગરમી સાથે, મજબુત વરસાદનો ટોટો આપણામાં હતો. આ દિવસની અગાઉ જે રીતે આપણો અનાજ તેમજ બટાટા પાણી વગર સુકાઇ જતા હતા તે જોઇ, આપણાં મનથી બહુ દુ:ખ પેદા થતું હતું. આપણાથી પચાસથી સો માઇલના તફાવતે પશ્ચિમ ભણી આવેલા દેશોમાં વરસાદ પડતો હતો, પણ આપણાં ગામડાંમાં વરસાદ મુદ્દલ પડતો ન હતો. આ હાલતમાં બંદગી કરવાને માટે રવીવારે ભેગા મળ્યા હતા. આપણા ધર્મગુરૂએ વરસાદને માટે બંદગી કરવા માંડી હતી. તેની બંદગી કરવાથી આપણુ સઘળાઓને ખાત્રી થવા લાગી કે ખોદા જે કરશે તે ભલુંજ કરશે. તે આપણાં કરતાં સારી રીતે સઘળું સમજે છે કે વરસાદ પાડવો અથવા અટકાવવો, તે છતાં વરસાદ આપણને આશિરવાદ સમાન હોવાથી તેને માટે ઇશ્વરને અરજ કરવાથી ઇશ્વર ગુસ્સે થશે નહીં. અમારી બંદગી ખલાસ થઇ અમે એક ભજન (Hymn) કીધું અને અમારો ધર્મગુરૂ ધર્મપોથીમાંથી વિવેચન કરવા લાગ્યો, તેટલામાં વરસાદ ધોધમાર પડવા લાગ્યો. આ રીતે ઇશ્વરની હાજરી માલમ પડી તેવી જવલેજ માલમ પડે. અમો સઘળાનો પેહેલો વિચાર એ થયો કે વાએજ બંધ કરવી અને સર્વ શકિતમાન ઇશ્વરનો આભાર માનવો, તુરતજ ધર્મગુરૂ બોલતો અટકી ગયો, પવનનું તોફાન એટલું તો થવા લાગ્યું કે તે બોલતો તે સંભળાતું ન હતું. તે કહેવા લાગ્યો "હવે મારે વાયજ બંધ કરવી જોઇયે અને આભાર માનવો જોઇયે" થોડીજ વાએજ પછી

અમે ઇશ્વરનો આભાર માનવા ભજન કીધું, જેમાં સર્વ લોકો એક દિલથી ખોદાનો આભાર માનતા હતા. લાગત ચાર કલાક વરસાદ પડયો અને ચાર દિવસ ચાલુ રહયો. આગષ્ટની અધવચમાં આ રીતે જમીન ઉપર પાણી પડતું જવલેજ માલમ પડતું હતું.

કેટલાક વૃદ્ધ ઉમરનાં તરફથી સાંભળ્યું હશે કે આશરે પચાસ વરશ અગાઉ વરશાદની મોસમમાં બિલકુલ વરસાદ પડયો ન હતો, જેથી લોકોમાં ભારે ગભરાટ ફેલાયો હતો. પારસીઓએ મુંબઇમાં એક જાહેર જશન કીધું હતું અને જશન ખલાસ થયા પછી દરિયા કિનારે બંદગી કરવા ગયા હતા જયાં તેઓને વરસાદના છાંટા માલમ પડયા અને વરસાદ આવવાનું શરૂ થયું હતું.

## ફકત બંદગીના બળથી ઉઘાડવામાં આવેલી ઑરફનેજો.

જરમનીના હેલ ગામનો પાદરી નામે ઑગસટસ હરમન ફ્રૅન્ક નાના પગાર ઉપર પોતાનું ગુજરાન ચલાવતો હતો અને કાંઇપણ મિલકત ધરાવતો ન હતો. આશરે ૧૬૯૫ માં તેણે એક ઑરફનેજ માટે યોજના ઘડી કાઢી. સખીવજુદ માણસોની સખાવતથી આ ઑરફનેજ ઉઘાડવામાં આવી હતી અને તેમાં સેંકડો નાચાર બેચાર માબાપ વગરનાં બાળકોને રહેવાનું ખાવાનું અને કેળવણી આપવામાં આવતી હતી. જયારે પણ આ ઑરફનેજની તીજોરી ખાલી થઇ જતી ત્યારે પેલો પાદરી ઇશ્વરને તે વિષેની ખબર આપતો અને મદદ માંગતો અને તેને મદદ જરૂર મળતી હતી.

મી૦ ફ્રૅન્ક પોતાનો હેવાલ નીચે મુજબ જણાવે છે. "એપ્રીલ ૧૬૯૬ માં અમારૂં ફંડ ખલાસ થઇ ગયું, અને સમજ પડી નહીં કે આવતાં અઠવાડયાંને માટે જરૂરી ચીજો કયાંથી મેળવવી. આથી મને બહુ દુઃખ પેદા થયું પણ તુરતજ કોઇ અંજાણ્યા શખ્સે માબાપ વગરનાં બાળકોને માટે એક હજાર

ડૉલર મારા હાથમાં મુકયાં. બીજી વખતે જ્યારે અમારી ખોરાકી ખલાસ થઇ ગઇ હતી ત્યારે અમે તે માટે ઇશ્વરને અરજ કીધી. હજી તો અમારી બંદગી પુરી થઇ નહીં તેટલામાં કોઇ મારૂં બારણું ઠોકવા લાગ્યું. એક કાગળ મારા હાથમાં મુકવામાં આવ્યું જેની સાથે સોનાના પચાસ ડૉલરો હતા, એ પછી બીજા વીસ ડૉલરો મળ્યા જેથી અમારી ગરજ પુરતી રીતે સરી. અમને હવે શિખવાતું મળ્યું કે અમે બંદગી કર્યે તે અગાઉ ઇશ્વર આપણી બંદગી સાંભળે છે."

"અકટોબર ૧૬૯૮ માં મેં એક ગરીબ અને દુઃખી સ્ત્રી ઉપર એક 'દકેટ' નામનો સિક્કો મોકલ્યો. તેણીએ મારી ઉપર લખ્યું કે જ્યારે તેણીને પૈસાની બહુજ તંગી હતી તે વખતે તેણીને પૈસા મળ્યા અને તેણીએ ઇશ્વરને બંદગી કીધી કે એના બદલામાં માબાપ વગરનાં બાળકોને માટે ઢગલાબંધ 'દકેટસો' મળે. તુરતજ મારા એક મિત્ર તરફથી બે 'દકેટસો' મળ્યા, બીજા તરફથી પચીસ મળ્યા, બીજા બે તરફથી ૪૩ મળ્યા અને વરતેમબર્ગના પ્રીનસીપલ તરફથી ૫૦૦ મળ્યા. જ્યારે આ સઘળા પૈસાનો ઢગ ટેબલ ઉપર મારી આગળ મુકેલો જોયો ત્યારે પેલી ગરીબ સ્ત્રીની બંદગી શિવાય બીજો વિચાર મારા મનમાં આવ્યો નહીં, (પેલી સ્ત્રી કે જેની ઉપર એક 'દકેટ' મોકલ્યો હતો અને તેના ઉપકારમાં તેણીએ બંદગી કીધી હતી કે આવા ઢગલાબંધ 'દકેટસો' માબાપ વગરનાં બાળકોને મળે.) આ તેણીની બંદગી કેવી ફળી? ફેબ્રુઆરી ૧૬૯૯ માં પાછું ફંડ ખલાસ થઇ ગયું અને ખાવા પીવાનું રહયું નહીં. જ્યારે છેલ્લો પૈસો ખરચી ચુકયો ત્યારે મેં ખોદાની બંદગી કીધી. જેવો મેં કૉલેજમાં જવા મારો ઓરડો છોડયો કે એક વિદ્યાર્થીને મારે માટે થોભતો જોયો જેણે મારા હાથમાં ૭૦ ડૉલરો મુકયા. વળી પાછા અમે ઘણીજ તંગીમાં આવી પડયા પણ મને પરમાત્મા ઉપર પુરતો વિશ્વાસ હતો અને મારી એકાંત ઓરડીમાં જઇ ઇશ્વર આગળ

મારી તંગી જાહેર કરવાનો નિશ્ચય કીધો. હું મારી ઓરડીમાં જવા ઉઠયો, તેટલામાં એક વેપારી તરફથી કાગળ મળ્યું તેમાં તે વેપારીએ જણાવ્યું કે ઑરફનેજને માટે તેને ૧૦૦૦ ડૉલર મળ્યા છે, તે લેવા. મારાં ધર્મ પુસ્તકોમાં જણાવેલી ઇશ્વરની આ વચનની સચ્ચાઇ કેવી બહુ મજબુતાઇથી મારાં મન થસી. "Before they call, I will answer and while they are yet speaking, I will hear." "જેઓ મને કહે તે અગાઉ તેનો જવાબ આપીશ અને હજી તો તેઓ બોલતા હશે તેટલાં સાંભળી લઇશ." હવે બીજી મદદની મને જરૂર રહી નહીં પણ હું મારી એકાંત ઓરડીમાં ગયો અને તે પરમ કૃપાળુ ઇશ્વરની કૃપાને માટે ઉપકાર માન્યો. બીજી વખતે ઇમારતપર દેખરેખ રાખનાર મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે "મજુરીને માટે પૈસા આપવાને માટે તમને પૈસા મળ્યા છે કે?" મેં જવાબ આપ્યો કે "નહીં, પણ મને ખોદા ઉપર પુરતો વિશ્વાસ છે," હજી તો આ બોલો મારા મોંહમાંથી નિકળે તેટલામાં કોઇ મને મળવા માંગે છે એવી ખબર મને મળી. તેને મળવા જતાં, મને માલમ પડયું કે તે ૩૦ ડૉલરો લાવ્યો હતો. હું પેલા કારભારી તરફ ગયો અને પુછ્યું કે તું કેટલા ડૉલર માંગે છે, તેને જવાબ આપ્યો "૩૦ ડૉલર" મેં કહ્યું "લેવો આ રહ્યા." વળી બીજી તંગીનું વખતે મેં ઇશ્વરને ખાસ કરી આ બંદગી કીધી, "Give us, this day, our daily bread." "ઓ ઇશ્વર આજનું ભોજન તુ આપ," બંદગીમાં "આજનું" શબ્દ ઉપર ધ્યાન આપ્યું હતું કારણ અમારા તે દિવસનાં ભોજણને માટે બહુ જલદીથી મદદ જોઇતી હતી. હું બંદગી કરતો હતો તેટલામાં મારાં બારણાં આગળ મારો મિત્ર આવ્યો, અને મારે વાસ્તે ૪૦૦ ડૉલર લઇ આવ્યો.

"એક વખતે મારા એક મિત્ર આગળ સઘળી તંગીમાં અજાયબ રીતે કેમ છુટકારો મળ્યો હતો, તે વિષેના કેટલાક દાખલા રજુ કરતો હતો. આવા દાખલાઓથી મારા મિત્રને એવું તો લાગી આવ્યું કે, તે રડવા

લાગ્યો. જ્યારે આવી રીતે વાત કરતો હતો, ત્યારે જાણે મારૂં કહેવું ખરૂં હોય એમ સાબીત કરવા, એક કાગળ મને મળ્યું જેમાં ૫૦૦ ડૉલરની એક હુંડી હતી. એક વખતે મને મોટી રકમ જોઇતી હતી, પણ ક્યાંથી મેળવવી તેની મને ખબર પડતી ન હતી. કારભારી આગળ આવ્યો, મેં તેને મારી પાસે પૈસા ન હોવાથી પાછો બપોરે આવવાને કહ્યું, અને તેટલા વખતમાં હું પૈસાને માટે બંદગી કરવા લાગ્યો. તેને બોલાવ્યા પ્રમાણે બપોરે આવ્યો, પણ હજી મારી પાસે પૈસા આવેલા ન હતા તેથી તેને પાછો સાંજે આવવા કહ્યું. બપોર પછી મારો એક મિત્ર મને મળવા આવ્યો, જેની સાથે મેં ઇશ્વરની બંદગી કીધી. મારો મિત્ર જતો હતો તે વખતે હું તેને બારણા આગળ મુકવા ગયો ત્યાં એક બાજુ પેલો કારભારી ઉભો હતો અને બીજી બાજુ એક માણસ ઉભો હતો જેને મારા હાથમાં ૧૫૦) ડૉલરો મુકયા. એક વખતે મજુરોને પગાર આપવા ફક્ત ૧૪) ડૉલરોથી મેં શરૂ કીધું. પણ સઘળાઓને પગાર આપું તે અગાઉ સઘળાઓને પુરતો પગાર આપી શકું તેટલા પૈસા મારા હાથમાં આવ્યા." જ્યારે પણ પૈસાની જરૂર પડતી, કે તુરત મી૦ ફ્રૅન્ક ખરાં જીગરથી બંદગી કરતો અને પૈસા કોઇ પાસેથી માંગવા વગર પોતાની મેળે લોકો આપ્યા કરતા હતા.

આ રીતે આ ઑરફનેજ વરસો ચાલી અને હજુ પણ ચાલે છે. એ ખાતાંમાં તે વખતે ૩૦૦૦ હજાર વિદ્યાર્થીઓ લાભ લેતા હતા.

પ્રૉફેસર સ્ટૅાવ આ બનાવોની તપાસ કરતાં તુકતેચીન કરે છે કે "જો કોઇ માણુસ એમ માને કે જે સઘળા પૈસા મળ્યા હતા તે ફક્ત અકસ્માતે મળ્યા હતા, અને બંદગીના જવાબમાં મળ્યા ન હતા તો તેને કોઇ મુવેલો માણસ જીવતો થઇને સમજાવે તે છતાં તે માનશે નહીં.

## બંદગીનાં બળથી ૪૦) વરશ સુધી ચાલતી બીજી ઑરફનેજ.

મી૦ જયોર્જ મુલર જરમનીમાં મી૦ ફ્રૅન્કની ઑરફનેજ બંદગીના

બળથી કેવી રીતે ચાલે છે તે જોઇ આવ્યા પછી, તેજ ધોરણ ઉપર ઇંગ્લંડના બ્રીસ્ટલ શહેરમાં એક ઑરફનેજ ઉઘાડી. આ ઑરફનેજ મી૦ ફ્રૅન્કની ઑરફનેજ કરતાં ઘણી મોટી છે. કોઇ પણ માણસ પાસે માંગ્યા વગર ફકત ખરાં જીગરથી બંદગી કરી આવી ગંજાવર ઑરફનેજ ઉઘાડી હતી, જો કે પોતે તો ગરીબ આદમી હતો. મી૦ મુલ્લર પોતાનો હેવાલ નીચે પ્રમાણે જણાવે છે. "ખરાં જીગરની બંદગીના જવાબમાં ખોદા શું ન કરી શકે? મારા પ્રિય વાંચનાર ખોદાની ઉપર આધાર રાખવાની હંમેશ કોશેષ કરજે. દરેક હાલતમાં આ રીતે કરવાનું કેવું આશીરવાદ સમાન છે તે તને માલમ પડશે. ૪૯) વરશ અને આઠ મહિનામાં ૪૫) વરસ અને ૬) મહિના થયાં ખોદાની કૃપાથી આવાં સુખી રાહપર ચાલું છું "Trust in God and prayer." "ખોદા ઉપર અને બંદગી ઉપર ઇતબાર રાખ." એવા નિયમથી હું ચાલું છું. આજે આ ઑરફનેજનું ખાતું આવી રીતે ૪૧) વરશો થયાં ચાલે છે. જે અરસામાં મેં કોઇ પાસે પૈસા માંગ્યા નથી, પણ એકલી બંદગીનાજ જવાબમાં રૂ. ૯૯,૭૫,૦૦૦ મને મળ્યા છે. જેમાંથી ૪૬,૪૦૦ માણસોને કેળવણી આપવામાં આવી છે. ૯૬,૦૦૦ બાઇબલો, ૨,૪૭,૦૦૦ ટેસ્ટેમેન્ટો, અને ૧,૮૦,૦૦૦ ધર્મને લગતાં નાનાં પુસ્તકો મુફત વહેંચવામાં આવ્યા છે. ૫,૩૫,૦૦,૦૦૦ ચોપડી ચોપાન્યાંઓ જુદી જુદી ભાષાઓમાં વહેંચવામાં આવ્યાં છે. દર વરસે ૧૭૦) મીશનરીઓને મદદ કરવામાં આવે છે. ૪,૬૭૭ માબાપ વગરનાં છોકરાંઓને પાળવામાં આવે છે. ૨,૦૫૦ માબાપ વગરનાં છોકરાંઓને રહેવા માટે, ૫,૭૫,૦૦૦ ડૉલરોનાં પાંચ ઘરો બાંધવામાં આવ્યાં છે.

## બંદગીનાં બળથી ૧૦) વરશ સુધી ચાલતી ખહીની ઑસપીટલ.

ડા. ચારલ્સ કલીસ, એમ. ડી. એ બોસટનમાં ખહીથી પિડાતા દરદીઓ જેઓ સાજાં થઇ ન શકે અને બીજી ઑસ્પીટલોમાં રાખવામાં ન

આવતાં એવા લાચાર દરદીઓની પરવરસી કરવા એક ઑસ્પીટલ ઉઘાડી હતી. મી૦ મુલરે જે ધોરણ ઉપર ઑરફનેજ ઉઘાડી તેજ ધોરણ ઉપર આ તબીબે ઉઘાડી હતી. ઑસ્પીટલનો દશ વરશનો રીપોર્ટ બહાર પડયો તેમાં એ તબીબ નીચે પ્રમાણે પોતાનો હેવાલ જણાવે છે. "ગયાં વરશમાં ઇશ્વરે રોકડ પૈસા ડૉલર ૨૨,૨૬,૨૪૮ અમારી ઉપર મોકલ્યા હતા. દસ વરશ થયાં આ ખાતું ઉઘાડવામાં આવ્યું છે, તે અરસામાં અમે કોઇ પણ પાસે પૈસાની માંગણી કીધી ન હતી. પણ અમારી બંદગીનાં જવાબમાં પરમાત્માએ અમારી ઉપર ૨,૩૮,૦૬,૧૬૯ ડૉલર મોકલ્યા છે. વળી અમારી બંદગીના જવાબમાં કૅનસર હાઉસ બાંધવાને માટે ૪,૨૬,૯૫૪ ડૉલર મળ્યા છે."

ડા૦ કલીસની નોંધપોથી ઉપરથી માલમ પડે છે કે કોઇ પાસે પૈસા માંગતો ન હતો, પણ પોતાની બંદગીનાં બળથી દુન્યાના જુદા જુદા ભાગમાંથી લોકો દરરોજ થોડાં નાણાં મોકલતાં હતાં.

પ્રિય વાંચનાર ! આ દાખલા ઉપરથી એમ માનવું નહીં કે ધર્મનાં ખાતાં ચલાવવા કોઇ પાસે પૈસા માંગવા નહીં. આ દાખલાઓથી જે જાણવાનું છે તે એજ કે એ ધર્મખાતાંના સ્થાપકોને પરમાત્મા ઉપર કેટલો બળવાન ઇતબાર હતો, પણ પરમાત્મા ઉપર ઇતબાર રાખી તે સાથે બનતી મેહેનત કરવી જોઇયે, અને ધર્મખાતાં ચલાવવા લોકો પાસે પૈસા મેળવવાની દરેક યોજના કરવી વધારે ફાયદાકારક છે.

## બંદગીનાં બળથી જુદાજુદા દેશોમાં ધર્મનું સજીવન થવું.

વારંવાર આપણને માલમ પડે છે કે ચોક્કસ વખતે કેટલાક દેશોમાં ધર્મ તરફનું યકીન જતું રહે છે. વિલ્યમ પેટન ડી. ડી. નીચલા દાખલાઓ આપી જણાવે છે કે, અમેરીકા, ઇંગ્લંડ, સ્કોટલંડ, આયરલંડ વગેરે

મુલકમાં જે વખતે ધર્મ તરફનું યકીન મંદ થઇ ગયું હતું, તે વખતે ચોકસ માણસો, મંડળો, અને ધર્મગુરૂઓની રાત દિવસની ધર્મની ઉન્નતીની બંદગીથી ત્યાં ધર્મ સજીવન થયો હતો.

## ધર્મગુરૂ ચારલ્સ ફીનીથી ન્યુયૉર્કમાં ધર્મનું સજીવન થવું.

૧૮૨૫ થી ૧૮૩૫ સુધીમાં મી૦ ફીનીએ ન્યુયૉર્કમાં ધર્મને સારી રીતે સજીવન કીધો હતો. પોતાની વાયજો અને બંદગીથી લોકોમાં સારો ઉત્સાહ ઉત્પન્ન કીધો હતો. વાયજો કરતાં બંદગીને તે વધારે વજન આપતો હતો. પોતાની દરેક વાયજોમાં બંદગીનું બળ કેવું બળવાન છે અને બંદગીથી કેટલી ચીજો થઇ શકે તે જણાવતો. પોતાની એક વાયજમાં જણાવે છે કે "ધર્મ સજીવન થવાનું મૂખ્ય કારણ બંદગી છે," કેટલાકો માણસોને ધર્મ તરફ દોરવવા વાયજો કરે છે, ચોપાન્યાંઓ મુફત વહેંચે છે પણ બંદગી ઉપર પુરતો ઇતબાર રાખતા નથી, તેથી જ્યારે આટલી કોશેષો છતાં પરીણામ નજીવું આવે છે ત્યારે અજાયબ થાય છે, તે લોકો વિસરી જાય છે કે ઇશ્વરની ભક્તિની મદદ વગર ફકત ધર્મની સચ્ચાઇ લોકોમાં ચસાવવાની કોશેષથી કાંઇપણ ફાયદો થશે નહીં.

મી૦ ફીની પોતાની છઠ્ઠી વાયજ સમાપ્ત કરતાં જણાવે છે કે "હવે તમે બંદગીની ઉપર રાત દિવસ ચિત રાખજો, અને બંદગીની શક્તિમાં એવી રીતે રહેજો કે તેની અસર આખો વખત તમારામાં રહે. હું એક ધર્મગુરૂને ઓળખું છું, જેણે ૧૪) વરશ સુધી ધર્મની લાગણી સજીવન રાખી હતી. મને તેનું કારણ સમજ પડયું નહીં. એક દિવસ બંદગી કરવાની સભા મળી હતી, તે વખતે આ ધર્મગુરૂએ જાહેર કીધું કે "ભાઇઓ, આતવારે સભા મળે તે અગાઉ દર શનીવારની મધ્યરાત સુધી ઇશ્વર આપણી તરફ આવે તે માટે હું હંમેશ બંદગી કરૂં છું." આનો ભેદ આ રીતે મળ્યો હતો.

## એક બંદગી કરનાર અને ભક્તિ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખનારે જુદે જુદે ઠેકાણે ધર્મ સજીવન કીધો હતો.

મી૦ શીની પોતાની સાતમી વાયજમાં એક દાખલો આપે છે કે, ન્યુયોર્કના પશ્ચિમ ભાગમાં એક ભક્તિવાન માણસ રહેતો હતો, પણ તે ખહીના રોગથી પિડાતો હતો. તે એક ગરીબ માણસ હતો, અને વરશો સુધી બિમાર હતો. તેની પડોશમાં એક અધર્મી વેપારી રહેતો હતો જે બહુજ માયાળુ હતો, જે તેને અને તેનાં કુટુંબને માટે વારંવાર જરૂરની ચીજો મોકલતો હતો. પેલો બિમાર માણસ આવી મેહેરબાનીથી બહુ આભારી થયો હતો પણ આભાર માનવાને શકિતવાન ન હતો. છેલ્લે તેણે એવો નિશ્ચય કીધો કે સૌથી સરસ રીત આ આભાર માનવાની તો એજ કે તેની (વેપારી) મુક્તિને માટે બંદગી કરવી. તે બંદગી કરવા લાગ્યો. તેનો આત્મા રોશનીવાળો થયો અને ખોદાપર તેનું મન મુસ્તકીમ થયું. ત્યાં કાંઇ ધર્મ સજીવન થયો નહીં પણ રફ્તે રફ્તે દરેક જણની અજાયબી વચ્ચે પેલો વેપારી ઇશ્વરનો ભકત થયો. હવે રોશની ચોતરફ ફેલાવા લાગી, પુર જોશમાં ધર્મ સજીવન થવા લાગ્યો અને સંખ્યાબંધ લોકો ધર્મી થવા લાગ્યાં. આ ગરીબ માણસ આ રીતે પોતાની બંદગીથી કાર્ય કરી, કેટલાંક વરશ બિમાર રહી મરણ પામ્યો. તેના મરણ પછી હું તેને ઘરે ગયો. તેની વિધવાએ મારા હાથમાં પેલા ગરીબ બિમારની નોંધપોથી મુકી. આ નોંધપોથીમાંથી તેને કેટલીક નોંધ લીધી હતી જેમાં નીચલી બાબદ પણ હતી. તેણે લખ્યું હતું કે "હું ૩૦ ધર્મગુરૂઓને અને તેઓની સમાજને ઓળખું છું." અને લખે છે કે તે દરેક ધર્મગુરૂ અને તેની સમાજને માટે દિવસના ચોક્કસ કલાકો બંદગી કરતો હતો, અને ચોક્કસ મોસમમાં ચોકક્કસ ધર્મ ફેળાવવાનાં ખાતાંઓને માટે બંદગી કરતો હતો. ત્યારપછી જુદી જુદી તારીખની જુદી જુદી નોંધો નીચે પ્રમાણે લખી હતી. "આજે

તારીખ લખીને અમુક ધર્મસ્થળને માટે પુરતાં યકીનથી પરમાત્માને બંદગી કીધી છે અને હું ઇશ્વર પર ઇતબાર રાખી માનું છું કે ત્યાં ધર્મ સજીવન થશે."

બીજી તારીખની નોંધમાં લખ્યું હતુ. કે "આજે મેં અમુક ધર્મ સ્થળને માટે બંદગી કીધી છે અને હું આશા રાખું છું કે ત્યાં ધર્મની ઉન્નતી થશે. આ રીતે તેણે સંખ્યાબંધ ધર્મસ્થળોને માટે બંદગી કીધી હતી અને તેઓમાં ધર્મ જરૂર સજીવન થશે એમ લખ્યું હતું. કેટલાક ધર્મ ફેલાવવાવાળા વિષે નોંધ લેતાં તે સીલોન વિષે લખે છે, એ દેશમાં તે રહેતો હતો. મેં આ સઘળી બાબદો નોંધપોથીમાં વાંચ્યા પછી તપાસ કરતાં માલમ પડયું કે જે જે ધર્મસ્થળો વિષે તેણે એક પછી એક નોંધ લીધી હતી તે પ્રમાણે તે સ્થળોમાં ધર્મ સજીવન થયા હતા. થોડાક વખતમાં સીલોનમાંથી ખબર મળી હતી કે ત્યાં ધર્મ પુર જોશમાં સજીવન થયો છે. જે દેશમાં તે રહેતો તે દેશમાં તેનાં મરણ પછી ધર્મ સજીવન થયો હતો. જે વખતે તેની બાયડીએ મને નોંધપોથી મારા હાથમાં મુકી તે વખતે ત્યાં ધર્મ સજીવન થવાની શરૂઆત થઇ હતી. તેની વિધવા મને કહેવા લાગી કે તે બિમારીની વખતે એટલો તો બંદગીમાં મશગુલ થઇ જતો કે તેણી બીહતી હતી કે તે બંદગી કરતાંજ મરણ પામશે. ધર્મ સર્વ ઠેકાણે પૂર જોશમાં સજીવન થયો હતો અને ઇશ્વરનો આ સાચ્ચો ભકત તે કેવી રીતે સજીવન થશે તેનો ભેદ અગાઉથી જાણતો હતો."

## બંદગીનાં બળથી ૧૮૫૯ માં આયરલંડમાં ધર્મનું સજીવન થવું.

આયરલંડમાં ધર્મની લાગણી કેમ સજીવન થઇ હતી તે વિષેની તપાસ કરવા બેલ્ફાસ્ટની કવીન્સ કોલેજનો પ્રોફેસર વીલ્યમ ગીબસન ગયો હતો અને એ વિષેનું પાનસો પાનાનું એક પુસ્તક લખ્યું છે. એ પુસ્તકના છેવટના પ્રકરણમાં મી૦ ગીબસન લખે છે કે "From first to last,

the work has been to a great extent, a record of answered prayer." "પહેલેથી તે છેલ્લે સુધી મોટે ભાગે આ કાર્ય બંદગીના જવાબમાં થયલું લેખાય છે." ધર્મ સજીવન કરવાની બંદગીનું પહેલું શુભ ફળ તરીકે ૧૮૫૯માં આયરલંડમાં દશ હજાર "કામ્યુનીકંટસો," ૩૦૬ "પ્રેસબીટ્રીયન" સમાજમાં દાખલ થયા હતા.

## બંદગીનાં બળથી ૧૮૫૯–૬૧ સુધીમાં સ્કૅાટલંડમાં ધર્મનું સજીવન થવું.

બંદગીનાં બળથી સ્કૅાટલંડમાં શું શું ફેરફારો થયા હતા તે ધર્મગુરૂ ડા. એસ ઇરેનીયમ પ્રાઇમ્સના "Five years of prayer." "પાંચ વરસોની બંદગી" નામના પુસ્તકમાંથી મળી આવે છે. ધર્મ સજીવન થવાનું પહેલું કાર્ય ગ્લાસગોમાં થયું હતું જે વિષે "સ્કૅાટીશ ગારડીયન" નામના ચોપાનીયામાં લખેલું જણાવવામાં આવે છે કે "Our readers are aware that ever since the news of the great revival in America reached Scotland, prayer meetings for the special purpose of imploring a similar blessing has been held in Glasgow, as well as in other places." "અમારા વાંચનારાઓને ખબર હશે કે અમેરીકામાં ધર્મ સજીવન કરવાનું મોટું કાર્ય થયું હતું, તેની ખબર સ્કૅાટલંડમાં આવી પહોંચી તે વખતથીજ ગ્લાસગોમાં તેમજ બીજા ભાગોમાં એવીજ રીતના આશીર્વાદ મેળવવાને બંદગી કરવા ખાસ લોકોની સભા ભરવામાં આવતી હતી." આવી ભેદી બંદગીનાં બળથી સ્કૅાટલંડમાં ધર્મ તરફની લાગણી સજીવન થઇ હતી.

## વેલ્સમાં બંદગીનાં બળથી ઉત્પન્ન થયલી ધર્મની લાગણી.

બંદગીનાં બળથી એક વરશમાં ૩૫,૦૦૦ સભાસદો દેવળોમાં વધ્યા હતા. ધર્મની ઉન્નતીને લગતો વેલ્સનો તવારીખનવેશ ધર્મગુરૂ જોન વેન

લખે છે કે "It must strike all, that prayer, oral, united prayer has been greatly honored of God, as a means of commencing and extending the present movement." આનો સાર પણ એજ થાય છે કે વેલ્સમાં ધર્મ સજીવન થયો તે મુખ્ય કરી બંદગીનાં બળથીજ.

## બંદગીનાં બળથી અમેરીકાની કૉલેજમાં ધર્મનું સજીવન થવું.

બંદગીનાં બળથી કેટલીક અમેરીકાની કૉલેજમાં ધર્મની લાગણીઓ જે રીતે સજીવન થઇ તે વિષે એ કૉલેજોના સેક્રેટરી ધર્મગુરૂ થીરોન બોલ્ડવીન, ડી. ડી. જણાવે છે કે "૧૮૨૦ થી ૧૮૨૩ માં જુદા જુદા ૧૪ ખાતાંઓમાં ધર્મ સજીવન થયો; ૧૮૨૪ થી ૧૮૨૫ માં પાંચ જુદી જુદી કૉલેજોમાં. ૧૮૨૬ માં ૭ કૉલેજોમાં ૧૮૨૭ માં ચાર કૉલેજોમાં ૧૮૨૮ માં પાંચ કૉલેજોમાં અને ૧૮૩૧ માં ઓગણીસ કૉલેજોમાં ૩૫૦ થી ૪૦૦ વિદ્યાર્થીમાં ધર્મની લાગણી ઉત્પન્ન થઇ હતી" વિગેરે.

## બંદગીનાં બળથી સાજા કરવામાં આવેલી બિમારી અને દરદો.

સ્વીટઝરલેંડમાં મીસ દોરોથીયા ટરૂડલ નામની એક બાનુ ખોદા ઉપરના ઇતબારને માટે અને બંદગીને માટે બહુ જાણીતી હતી. પોતાની બંદગીનાં બળથી તેણીએ ઘણુંક દરદીઓને સાજા કીધા હતા. તેણીને નાનપણથીજ તેની માતા તરફથીજ એવુંજ શિક્ષણ મળેલું હતું કે ખોદાજ સાચ્ચો તબીબ છે. મીસ દોરોથીઆ જણાવે છે કે "જ્યારે પણ તેઓનાં કુટુંબમાં કોઇ બિમાર પડતું ત્યારે તબીબને તેડવામાં આવતો ન હતો. પણ બંદગીથી સાજાં કરવામાં આવતાં. જયારે હું ચાર વરસની હતી ત્યારે સફીદ એટલા આવ્યા હતા કે હું લગભગ આંધળી થઇ ગઇ હતી, અને જ્યારે મારો ભાઇ ૧૪ વરસની ઉમરનો હતો ત્યારે ફીફરાંના મરજથી પિડાતો હતો, મારી માતા એવુંજ માનતી હતી અને ખોદાપર એવો તો ઇતબાર હતો કે

તેની બંદગી કરી તેની મદદ માંગતી, જેથી થોડા વખતમાં અમે બન્ને જણા સાજાં થયાં હતાં." માતાના આવાં શિક્ષણથી મીસ દોરોથીયા મોટી થઇ હતી. તેણીએ પોતાની બંદગીનાં બળથી કેટલાકોનાં દરદો સાજાં કીધાં હતાં. તેણી હોસ્પીટલ તરીકે વાપરવા બે ઘર લીધાં હતાં તેમાં સર્વ દરદીઓને રાખતી હતી અને પોતાની બંદગીનાં બળથી તેઓને મુફત સાજાં કરતી હતી. કેટલાક તબીબો અને બીજાઓએ તેણીને અદાલતમાં ઘસડી અને તેણીની ઉપર ફોજદારી કરવામાં આવી. તેણીના તરફથી ધર્મગુરૂ વોન કાફ અને પ્રોફેસર થોલ્ક સાક્ષી તરીકે આવી તેણીની બિનસ્વાર્થી કોશેષોનાં વખાણ કીધાં હતાં, તેમજ કેટલાક દરદીઓએ પોતે આવી સાબેત કીધું કે તેઓને મુફત સાજાં કરવામાં આવ્યાં હતાં. કોર્ટે પુરતી તપાસ કીધા પછી મીસ ટરૂડલની તરફદારી કીધી અને તેણીના ફરીયાદીઓને માથે સઘળો ખરચ નાંખ્યો. આ કેસ જીતવા પછી તેણી લોકોમાં વધારે જાણીતી થઇ અને તેણીના ઘરમાં એટલા તો દરદી આવવા લાગ્યા કે કેટલાકોને તો સમાવી ન શકવાથી ના કહેવું પડતું.

તેણી બંદગીના બળથી જે રીતે દરદો સાજાં કરતી હતી તે નીચે પ્રમાણે જણાવે છે:—

(૧) તેણી જણાવે છે કે આ મારા કામમાં ફતેહ મેળવવા માટે મારે કોઇબી રીતના સ્વાર્થ વગરની અને પવિત્ર જીંદગી ગુજારવી જોઇએ. તેણી એમ કહેતી કે હું કોઇ બિમારોને સાજાં કરતી નથી તે સઘળું ઇશ્વરજ કરે છે.

(૨) તેણી એમ માનતી હતી કે દરદીએ પોતાની બિમારી દુર કરવા પહેલાં પવિત્ર બનવું જોઇયે. તેણી જણાવતી કે કદાચ પાપી કાર્યોથી દરદો થતાં ન હોય પણ એવાં કાર્યોથી દરદો વધે છે, તેથી પોતાના દરદીને પહેલાં પવિત્ર બનવા કહેતી હતી અને આ કારણથી દરરોજ બપોરનાં

સઘળાં દરદીઓ ભેગાં કરીને તેઓ દરેકની આગળ ધર્મપોથી વાંચતી અને બાકીના દિવસમાં તે દરેકને જુદા રાખી તેઓ સાથે વાત કરતી. તેણી શરીરને સાજું કરવા પહેલાં મનને પવિત્ર બનાવવાને ફરમાવતી હતી.

(૩) તેણી પોતાંના દરદીઓને દવા આપતી હતી, તેઓનાં શરીરને તેલ લગાડી પોતાનો હાથ તેઓ ઉપર મુકતી અને તેઓને માટે બંદગી કરતી, તે છતાં તેઓને જરૂર પડતી સઘળી સારવાર કરતી હતી. તેણીના દરદીઓને બહુ સંભાળથી સારવાર કરતી અને તેઓનાં મનને બહુ ઉંચ સ્થિતિમાં રાખતી હતી.

(૪) તેણી કોઇબી દરદીને સાજાં કરવાનું વચન આપતી ન હતી, તેણી સઘળાં દરદો મોજેજાથી સાજાં કરે છે એમ કોઇને કહેતી ન હતી, પણ તેણી બીજાનાં મનપર એજ થસાવતી કે જેઓ પવિત્ર જીંદગી ગુજારે છે તેઓ જો કોઇ બિમારને માટે બંદગી કરે છે તો તેઓની બંદગીના જવાબમાં બીજાંઓનાં દરદો સાજાં થાય છે.

જો કોઇ દરદી તેણીને ત્યાં આવી શકતું ન હોય તો તેણી ફકત તેઓને માટે બંદગી કરતી તો તેઓ સાજાં થતાં હતાં.

અમેરીકામાં મેરી બેકર ઍાદી નામની બાનુ રહે છે જે બહુજ ધર્મચુસ્ત છે. તેણી પણ મીસ દોરોથીયાની માફક જીંદગી ગુજારે છે અને દરદીઓનાં દરદો સાજાં કરે છે.

## મારતીન લ્યુથરે પોતાના મીત્ર મીલેન્ચથોનને બંદગીનાં બળથી મરતો બચાવ્યો.

જેઓએ ઇંગ્લંડનો ઇતિહાસ વાંચ્યો હશે, મુખ્ય કરી ધર્મનો સુધારો કરનાર જાણીતા લ્યુથર વિષે વાંચ્યું હશે તેઓ જાણતા હશે કે તેનો મિત્ર મીલેન્ચથોન બીમારીથી મરવા સુતો હતો તે વખતે લ્યુથરે બંદગી કીધી જેનાં બળથી તે સાજો થયો હતો. જ્યારે લ્યુથર પોતાના પ્રિય મિત્ર

મીલેન્ચથોનનાં બિછાના આગળ ગયો ત્યારે ત્યાં ખુબ રડયો. જેથી તેનો મીત્ર જાગી ઉઠયો અને બોલ્યો "અરે શું તું લ્યુથર છે ! શું કામ મને શાંતિથી મરવા દેતો નથી ?"

લ્યુથરે જવાબ આપ્યો "અમે તારેથી છુટા પડી શકતા નથી." એમ બોલી લ્યુથરે ગુંઠણુમંડિયે પડી એક કલાક સુધી પોતાના મિત્રને સાજા કરવાને માટે ઇશ્વરને બંદગી કીધી અને જ્યાં સુધી તેને પોતાના અંતરમાં એમ લાગ્યું નહીં કે તેની બંદગી ઇશ્વરે સાંભળી નથી ત્યાંસુધી બંદગી કરવાનું ચાલું રાખ્યું. ત્યાર પછી પોતાના મિત્ર મીલેન્ચથોન તરફ પાછો ગયો. તેના મિત્રએ તેનો હાથ પોતાના હાથમાં લીધો અને કહયું "વ્હાલા લ્યુથર શું કામ મને શાંતિથી મરવા દેતો નથી ?" ત્યારે લ્યુથરે જવાબ વાળ્યો "નહીં, નહીં, જે કાર્ય આપણે માથે લીધું છે તે કાર્યના મેદાનમાંથી તને જવા દઇ શકતા નથી." ત્યાર પછી પોતાના મિત્રને થોડો સેરવો આપ્યો જે પીધા પછી તેનામાં વધારે શકિત આવતી માલમ પડી. લ્યુથર પોતાને ઘરે ગયો અને ખુશાલીથી પોતાની મહોરદારને કહેવા લાગ્યો કે "મારી બંદગીના જવાબમાં ઇશ્વરે મારા ભાઇ મીલેન્ચથોનને પાછો આપ્યો છે."

## હુમાયુંને સાજાં કરવાની બાબરની બંદગી.

જેઓએ હીંદુસ્તાનનો ઇતિહાસ વાંચ્યો હશે તેઓને આ બાબદ સારી રીતે ખબર હશે કે જ્યારે હુમાયું ઘણોજ બિમાર હતો અને તબીબોએ તેની જીવવાની આશા છોડી હતી તે વખતે તેના બાપ બાબરે ખોદાની બંદગી કીધી કે તેના બેટાની બિમારી તેની ઉપર આવે અને તેનો બેટો સાજો થાય. આ રીતે બંદગી કરી બિમાર બેટાના બિછાની આસપાસ ત્રણવાર ફેરા ખાધા. થોડા વખતમાં તે બોલવા લાગ્યો કે તેના બેટાની બિમારી તેણે લીધી છે. ખરેખર તે પોતે બિમાર પડયો અને થોડા વખતમાં મરણ પામ્યો અને તેનો છોકરો હુમાયુ સાજો થઇ ગયો હતો.

## એક જુવાન બાનુએ બંદગીનાં બળથી પોતાનું દરદ સાજું કીધું.

પેનીસીલવેનીયામાં રહેતી એક જુવાન બાનુએ બંદગીનાં બળથી કેમ સાજી થઇ હતી તે વિષે ધર્મગુરૂ વીલ્યમ પેટન ઉપર નીચે પ્રમાણે કાગળ લખ્યું હતું "ત્રણ વરશની વાત ઉપર જ્યારે હું ચઉદ વરશની હતી તે વખતે મને સખ્ત ઇજા થઇ હતી જેનાં પરીણામમાં મારા કમરના કાંઠાની આસપાસના ભાગ ઉપર સોજો થઇ આવ્યો હતો. જે વખતે દરદ પોતાનો હુમલો કરતું હતું, તે વખતે મહિનાના મહિના સુધી બિછાના ઉપર ચતું સુઈ રહેવું પડતું હતું. બે તબીબોની સારવાર હેઠળ હતી પણ કમ્મરના કાઠાંમાં જે દુઃખ થતું હતું તેમાંથી થોડો વખત પણ રાહત મળતી ન હતી, અને દુઃખ બહુજ જોરમાં થતું હતું."

ડોકટરોની મદદથી તેણીને કોઇ રીતનો ફાયદો ન થવાથી હવે તેણી ખોદાની મદદ માંગવા લાગી. તેણીએ પોતાની ધર્મપોથીમાં વાંચ્યું હતું કે જેઓ પુરતાં યકીનથી ઇશ્વરની બંદગી કરે છે અને મદદ માંગે છે તેને ઇશ્વર દુઃખ દરદોમાંથી સાજાં કરે છે. તેણી નવ મહિના સુધી આ બાબદ ઉપર વિચાર કરતી હતી. તેણીએ તપાસ કીધી તો માલમ પડયું કે પોતાની ધર્મપોથીમાં જણાવેલા ખોદાના વચનપર હજી તેણીને પુરતો ઇતબાર આવ્યો ન હતો તેથી ઇશ્વરનાં વચન ઉપર પુરતો ઇતબાર રાખવાને માટે રાત દિવસ કોશેષ કરતી હતી. બીજું તેણી એમ માનતી હતી કે જ્યાં સુધી પવિત્ર બન્યે નહીં ત્યાં સુધી ખોદાની મદદ પહોંચી શકે નહીં તેથી તેણી પવિત્ર બનવાની કોશેષ કરતી હતી. આ રીતે રાત દિવસ કોશેષ કરતાં તેણીને ઇશ્વર તરફ પુરતો ઇતબાર આવ્યો. મંગળવાર તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૭૬ ની રાત્રે ૭-૩૦ વાગે તેણીને પોતાના અંતરમાં એમ લાગ્યું કે હવે તેણીને પુરતો ખોદા ઉપર ઇતબાર આવ્યો છે. તેણીએ પોતાનો અંતરનો અવાજ આ રીતે સાંભળ્યો "Daughter, thy faith hath made

thee whole" "દીકરી તારાં યકીને તને સંપૂર્ણ બનાવી છે." તેણી હવે બંદગી કરવા લાગી કે "એ ઇશ્વર મારો તારી ઉપર પુરતો ઇતબાર છે. તારા ઉપર કાંઇબી બે વિશ્વાસ હોય તે તું દુર કર, મને તું શરીરે અને મને પવિત્ર બનાવ" ખોદા ઉપરના પુરતાં યકીનની બંદગીથી તેણીને અંતરમાં લાગ્યું કે ખોદાએ તેણીની બંદગી સાંભળી છે. તેણી હવે સાજી થઇ છે. તેણી પોતાના બિછાના ઉપરથી ઉઠી અને ચાલવા લાગી. તેણી હવે તદન સાજી થઇ ગઇ હતી.

## બંદગીનાં બળથી ખહીના રોગમાંથી સાજો થયલો એક માણસ.

મીસ રેચલ સી. મેયર કે જેણી બોફ્ટમાં એક ઑરફ્નેજની ઉપરી હતી, તેણીએ ધર્મગુરૂ પેટનપર તા. ૨૦ મી અકટોબર ૧૮૭૫ માં એક નીચલો હેવાલ લખી મોકલ્યો હતો, "નોબલ મીટચલ નામનો એક ગોલામગીરીમાંથી છોડવેલો માણસ મને ઓળખતો હતો. તે હું બીજે ગામ જતી હોવાથી મને મળવા આવ્યો અને આ પ્રમાણે બોલવા લાગ્યો "તમે ઉત્તર તરફ જાવો તે અગાઉ હું તમને છેલ્લી સલામ કરવા આવ્યો છું. હું આ દુન્યાને પાછો કદી જોઇ શકીશ નહીં. ડાકટરોએ મારી આશા છોડી છે. તેઓ હવે મારે વાસ્તે કંઇ કરી શકશે નહીં." આ માણસને શ્વાસ લેવાની પણ પુરતી શકિત ન હતી, બોલતી વખતે હાંફતો હતો, અને ખહીના રોગના છેલ્લા તબકકા ઉપર આવી રહયો હોય એમ લાગતું હતું. તેણે પાછું બોલવાનું ચાલું કીધું "ઇશ્વર હવે મને કયારે તેડી લે છે તેની રાહ જોવું છું. હું મરવાને તૈયાર છું. હું ઇચ્છું છું કે ઇશ્વરની મરજી પ્રમાણે થાય." મેં જવાબ આપ્યો "હું પણ એમ ધારૂં છું, પણ હું માનું છું કે તેની મરજી એવી છે કે તું જીવે અને તારૂં કાર્ય કરે. તારી બાયડીને અને તારાં ૬) છોકરાંને તારી જરૂર છે, તારાજ પાડોશીને તેઓ ઠંડીમાં ઘરના સમાર-

કામને માટે તારી જરૂર છે, અને મારે એક બીજી નિશાળ બંધાવવાની જરૂર છે તેને માટે તારી જરૂર છે." તેણે જવાબ આપ્યો કે "બાઇ, હું સાજો થાઉં તો ચમત્કાર ગણાય. મારી ખાંસી મને જાણે રાત દિવસ ચીરી નાંખે છે, મારી ભુખ મરી ગઇ છે, રાતનો પરસેવો મને ઘણો કંટાળો આપે છે, જ્યારે ચાલવા જાઉં છું ત્યારે લથડી પડું છું."

મેં જવાબ આપ્યો "યકીન ચમત્કારીક કાર્ય કરે છે. જેઓ માને છે તેઓ માટે દરેક ચીજ બનવાજોગ છે." ત્યાર પછી મેં ધર્મપોથીમાંથી કેટલાક દાખલા ટાંકી બતાવ્યા છે કે હેજકીયા કેમ સાજો થયો હતો, ઇસુએ દુઃખ દરદો કેમ સાજાં કીધાં હતાં તેમજ દોરોથીયા ટરૂડળની (આપણે આગળ તપાસી ગયા તે) ચોપડીમાં કેટલાક દાખલા વાંચ્યા કે બંદગીનાં બળથી દરદીઓ કેમ સાજાં થાય છે.

બંદગી કરવા પછી તે બોલવા લાગ્યો કે "મને નવી રોશની મળી છે, મારા હૈયાંમાં નવી ખુશાલી મને મળી છે. હું અત્યારથીજ સાજો થતો લાગું છું, હું ખોદાની બંદગી કરીશ કે મને સાજો કરે, અને હું આશા રાખું છું તે કરશેજ." આમ બોલી તે ચાલી ગયો.

એક મહિનો પછી જ્યારે હું બોસ્ટનમાં હતી તે વખતે મને મીસ હીલડેર તરફથી કાગળ મળ્યો જેમાં લખ્યું હતું કે "નોબલ મીચલ સાજો થયો છે, અને બોટ્ટમાં કામ કરવા અહીંયાં રોજ આવે છે. અજાયબ જેવું લાગે છે. ખરેખર અજાયબ જેવું હતું, કારણ પોતાના ધંધામાં પાંચ મહિના તુલીક કામ કીધું ન હતું, અને એના મિત્રોએ એને ઘોરમાં જતો જોયો હતો. હવે તે કામ કરવા લાગ્યો છે. છેલ્લા ૭ મહિના થયા મારી નિશાળ બાંધવામાં રોકાયલો છે. તે એક વફાદાર નોકર છે, ઉપયોગી પાડોશી છે અને નમુનેદાર ખ્રીસ્તી છે."

## ન્યુયૉર્કમાં બંદગીથી સાજી થયલી એક છોકરી.

એક જાણીતો ધર્મગુરૂ એડવીન હેતરીલ્ડ, ડી. ડી. ઉપર એક માતા પોતાની છોકરી તેણીની બંદગીથી કેમ સાજી થઇ હતી તે માટે નીચે પ્રમાણે લખી જણાવે છે. "મારી છોકરી છે ૧૪) મહિના સુધી પાંસળીના દરદથી પિડાતી હતી. એમ થવાનું કારણ એ હતું કે જ્યારે તેણી આઠ વરશની ઉંમરની હતી ત્યારે તેણી પડી ગઇ હતી જેથી લચકાઇ ગઇ હતી. તેણીની જમણી બાજુએ લકવો થયો હતો અને એક ધડ થયું હતું. મેં તેણીને ઘણી હોશિયાર નર્સો અને તબીબોની સારવાર હેઠળ મુકી હતી. દરેક ઉપાયો અજમાવવામાં આવ્યા પણ કાંઇ વળ્યું નહીં. દિવસે દિવસ તેણીની હાલત બગડતી ચાલી, તેણીને સાજી થવાની કાંઇ આશા ન હોવાથી તબીબે મને તેણીને ઘર લઇ જવા કહયું. જો કે તબીબોએ આશા છોડી હતી પણ મેં આશા છોડી ન હતી. બે અઠવાડિયાં તેણી સારી થાય તે માટે પુરતાં યકીનથી બંદગી કરવા લાગી. આ અરસામાં એક સહવારે અમે બંને માય દિકરાં બંદગીનાં બળથી સાજાં થયલાં માણસોના દાખલા ધર્મપોથીમાં જણાવ્યા હતા તે વિષે વાદવિવાદ કરતાં હતાં. અમારી આ વાતચીત દરમ્યાન મારી છોકરી પાણી પીવા ઉઠી, જ્યારે બોલી ઉઠી "માતા હું ચાલી શકું છુ" મેં જવાબ આપ્યો "ખોદાના શુક્રાના, ચાલ તને હું તપાસું." તેણી કાખની ઘોડી વગર ચાલી શકિત ન હતી તે હવે નકામી થઇ પડી હતી. તપાસ કરતાં માલમ પડયું કે તેણીને ધડ હતું તે ગુમ થઇ ગયું હતું. જે બાજુ લકવો હતો તે ભાગ સારો થઇ ગયો હતો. પાંચ મહિના પછી ધાસ્તી ભરેલી રીતે બિમાર પડી. એક રાતના સુવા જવા અગાઉ તેણી સારી થાય તે માટે બંદગી કીધી. બીજી સહવારે જ્યારે તેણી ઉઠી ત્યારે તદન સારી થઇ ગઇ હતી. તેણી હવે એકવીસ વરશની ઉંમરની થઇ છે અને હવે બિમારીથી તદન મુકત થઇ છે. હવે તેણી કોઇ પણ માણસના જેવીજ તંદોરસ્ત થઇ છે. કાંઇ પણ ઇજા વગર તેણી ચાલી અને દોડી શકે છે."

આ દાખલાઓ વાંચ્યા પછી વાંચનારના મનમાં તરેહવાર વિચાર ઉત્પન્ન થશે જેને માટે થોડું વિવેચન કરવાની અહીંયા જરૂર છે.

(૧) પહેલો વિચાર આવશે તે એ કે કેટલાકોનાં દરદો એકદમ સાજાં થઇ જાય છે અને કેટલાંકોને બહુજ બંદગી કરવી પડે છે, તેનું કારણ શું? ઘણાખરા દાખલા આપણે તપાસ્યા છે તેમાં માલમ પડે છે કે દરદીઓને બંદગી કર્યાં છતાં એકદમ રાહત મળતી ન હતી, પણ દરદ રફતે રફતે સારૂં થતું હતું. માણસ જાત પાસે બંદગી કરાવવાની ઇશ્વરની મતલબ એજ કે તેઓ સદગુણી બને, માટે જેઓમાં સદગુણો ઓછા હોય અથવા તો ઇશ્વરની મરજી એમ હોય કે આ માણસને બીજા કરતાં વધારે સદગુણી બનાવવો ફાયદાકારક છે તો તે માણસનું દરદ ધીમે ધીમે સાજું થાય છે, કે તેને વધારે વાર બંદગી કરવાની તક મળે અને વધારે સદગુણી બને; બીજું કારણ એ કે જેઓનાં જ્ઞાનતંતુના બગાડાથી દરદો થયાં હોય તેઓનાં દરદો જલદી સાજાં થાય છે, કારણ બંદગીથી અને ખોદા ઉપરનાં યકીનથી તેઓની મનની સ્થિતિ એવી સારી રહે છે કે જ્ઞાનતંતુના દરદો જલદી સાજાં થાય છે. પણ જેઓને અવયવોના બગાડાથી દરદો થયાં હોય તેઓને સાજાં થતાં કુદરતી રીતે વિલંબ લાગે છે.

(૨) બીજો સવાલ વાંચનારના મનમાં ઉત્પન્ન થાય તે એજ કે જેઓ બંદગી કરી દરદ સાજાં કરે છે તેઓએ દવા લેવી કે નહીં? દલગીરીની વાત એ છે જે કેટલાંક નબળા મનનાં માણસો આવું વાંચી દવા પીતાજ નથી અને કેટલીક વખતે જોખમમાં આવી જાય છે. જાણવું જોઇએ કે દવા પણ ઇશ્વરે બનાવી છે અને તેનો વાસ્તવિક ઉપયોગ કરવો જરૂરનો છે. પણ આપણા લોકો દવાના ધીચારા બહુ કરે છે જેથી તંદરોસ્તી વધુ બગડી જાય છે. દવા જેમ બને તેમ થોડી પીવી જોઇયે, ઘણી દવા પીવાથી બીજાં દરદો ઉત્પન્ન થાય છે પણ જરૂર જોગી થોડી દવા પીવાની જરૂર તો છેજ.

જેઓ આળસુ રહે છે અને પોતાના દુઃખને માટે કુદરતી કોશેષ કરતા નથી તેઓને ખોદા મદદ કરતો નથી. માટે દવાનો પણ સાધારણ ઉપયોગ કરી, આ રીતે આપણી દરેક કોશેષ કરી ઇશ્વિરની મદદ માંગવાથી તે મદદ જલદી મળે છે.

કુદરતે નેમેલા તંદરોસ્તીના કાનુનો કોઇ રીતે તોડવામાં આવે છે તો તે કાનુનો તે માણસને શિખવવા દુઃખ દરદ આવી પડે છે. આવી બાબદમાં જેઓ ખાલી બંદગી કર્યા કરે છે અને તંદરોસ્તીના કાનુનો શિખવાની કોશેષો કરતા નથી તેઓની બંદગીનો જવાબ મળતો નથી યાને તેઓ બંદગીથી દરદ સાજાં કરી શકતા નથી. આવાં માણસે બંદગી કરવી અને તેની સાથે કુદરતે નેમેલા તંદરોસ્તીના કાનુનોનો અનાદર નહીં કરવાની કોશેષ કરવી જોઇયે.

(૩) કેટલાકો સવાલ પુછે કે જે દરદો સાજાં થાય છે તે શું ખોદાની મદદથી કે તેઓના મનની ચોક્કસ સ્થિતિથી સારાં થાય છે? જે દરદો જ્ઞાનતંતુના બગાડાથી થયાં હોય તે દરદો મનની અસરથી તુરત સાજાં થાય છે, કારણ આપણે અગાઉ જણાવી ગયા તેમ બંદગીથી અને ખોદા ઉપરનાં યકીનથી મનની સ્થિતિ એવી તો ઉંચ સ્થિતિમાં રહે છે કે જેથી શરીરમાં ઘણો ફેરફાર થાય છે અને દરદો સાજાં થાય છે પણ તેથી એમ નથી થરતું કે સઘળાં દરદો ઇશ્વરની મદદ વગર ફકત મનની અસરથીજ સાજાં થાય છે. કેટલાક દાખલા આપણે તપાસ્યા છે જેમાં જ્યારે બિમાર પોતે બંદગી કરી શકતો નથી ત્યારે તેનાં સગાંવહાલાં અથવા મિત્રો તેને માટે સેંકડો માઇલ દુરથી બંદગી કરે છે અને ઇશ્વરની મદદ માંગે છે અને તે બિમાર સાજો થાય છે. આ દાખલાઓ ઉપરથી માલમ પડે છે કે દરદી પોતાની મનની સ્થિતિથી સાજો થતો નથી, કારણ તે પોતાની મનશકિત વાપરતો નથી પણ બીજાઓની બંદગીથી સાજો થાય છે, તેથી એમ પૂરવાર થાય છે કે બંદગીનાં બળથી અને ઇશ્વરની મદદથી પણ દરદો સાજાં થાયછે.

(૪) આપણે કેટલાક દાખલા તપાસ્યા છે તેમાં જ્યારે દરદી ઇશ્વરની બંદગીથી પોતે સદગુણી અને પવિત્ર બને છે ત્યારેજ તેઓનાં દરદ સારાં થાય છે. મીસ દોરોથીયા ટરૂડળ દરદો સાજાં કરતી હતી, તે એજ રીતે પોતાના દરદીને પહેલાં પવિત્ર અને સદગુણી બનાવતી હતી. આપણને દુઃખ દરદ થવાનું કારણજ એજ કે આપણે તેથી વધારે પવિત્ર અને સદગુણી બન્યે, અને જે પણ પાપો થયાં હોય તેનો પશ્ચાતાપ કરી ઉત્તમ જીંદગી ગુજારી શકયે. માટે જેઓ બંદગીનાં બળથી દરદો સાજાં કરવા માંગતા હોય તેઓએ પવિત્ર અને સદગુણી બનવાની કોશેષ કરવી જોઇયે.

## બંદગીની બળથી પૈસાની તંગી અને મુફલસી દુર થાય છે.

જરમનીમાં આ વાત સારી રીતે જણાયલી છે. મીસ દોરોથીયા ટરૂડળ કે જેણી બંદગીનાં બળથી લોકોનાં દરદો સાજાં કરતી હતી, તે વિષે આપણે જાણ્યું છે. મીસ દોરોથીયા એક ચોપાનીયાં મારફતે પોતાની માતા અને કુટુંબનો નીચે પ્રમાણે હેવાલ આપે છે. પોતાની માતા વિષે લખતાં મીસ દોરોથીયા જણાવે છે કે તેણીને બંદગીમાં ઘણુંજ યકીન હતું. તેણીનો ભરથાર એક છાકટ માણસ હતો, અને પોતાના કુટુંબને માટે અને પોતાના અગ્યાર છોકરાંનાં ગુજરાનને માટે કાંઇ કરતો હતો નહીં, અને કેટલીક વખતે તેઓ બહુજ તંગીમાં આવી પડતાં હતાં, તે છતાં તેઓની આ દરેક મુશકેલીમાંથી બચાવવામાં આવતાં હતાં. આ હેવાલનું ચોપાન્યું જરમનીમાં ફેલાવો પામેલું છે તેમાં મીસ દોરોથીયા લખે છે કે "કેટલીક વખતે એવો સમો આવતો કે ઘરમાં એક અરધી પણ રહેતી નહીં. ખોદા સિવાય કોઇ હમારી હાલત વિષે જાણતું ન હતું. જે (ઇશ્વર) કોહોળાં કુતરાંઓને ભુખમરાથી રડતાં તો તેઓને ખવડાવે તે પોતાના વફાદાર બચ્ચાંની અરજ ન સાંભળે એ બની શકે એમ નથી. તે અમારી તંગીની વખતે હંમેશાં ગદદ

કરતો હતો. આવીજ રીતે અમારી માતાનો મુદ્રાલેખ પણ "Pray, but do not beg' "બંદગી કરો, કોઇ પાસે ભીખ ના માંગો" કરી હતી, જે અમારા મન ઉપર બહુજ સખ્ત રીતે ઠસાવવામાં આવ્યો હતો. આ રીતની અમને કેળવણી મળતી હતી, તે દરમ્યાન ઘણીક જાણવા લાયક મદદો ગળી હતી અને જેઓ અમારી આસપાસ રહેતાં તેઓ સાક્ષી આપી શકે કે અમારી તંગીમાં અમને જરા પણ વેદના ખમવી પડતી ન હતી. જયારે અમારામાંના એક બચ્ચાંને પુછવામાં આવે કે તંગીમાં તમારી માતા કોણ ઉપર આધાર રાખતી ત્યારે અમે બાળકો કહેતાં કે 'ફકત ખોદા પરજ' તેણી (અમારી માતા) જણાવતી નથી કે ખોદા કેવી રીતે મદદ કરશે પણ તેણી ખાત્રીથી કહેતી કે ચોકકસ વખતે મદદ જરૂર મળશે." પેલો સવાલ પુછનાર માણસ અમને સવાલ કરતો કે "દરેક કામમાં બુદ્ધિ વાપરવી જોઇએ." અમે બાળકો જવાબ આપતાં કે "આપણી ધર્મપોથીમાં બુદ્ધિને વિષે લખ્યું નથી પણ એમ લખ્યું છે કે જેઓ માને છે તેઓ કદી ગુંચવાડામાં પડતા નથી." જ્યારે આ સવાલના જવાબની અમારી માતાને ખબર પડી ત્યારે તેણીએ અમને કહ્યું કે "તમુને અનુભવ થશે કે જેઓ ખોદા ઉપર પુર દ્રઢતાથી યકીન રાખે છે અને તેઓને માટે કાર્ય કરવાને મદદ મેળવવાની આશા રાખે છે તેઓજ અનુકુળ વખતે મદદ મેળવે છે."

## બંદગીનાં બળથી એક નામીચો ચીતારો ભુખે મરતો બચ્યો.

જાણીતો ચીતારો વૉશીંગટન ઑલ્સટોન પોતાની શરૂઆતની કારકીર્દીમાં વારંવાર તંગીમાં આવી પડતો હતો. એક વખતે આ ચિતારો એવી તો તંગીમાં આવી પડયો કે, પોતાને અને પોતાની બાયડીને માટે ખાવાનો એક રોટલો ન હોવાથી પોતાનાં ચિત્રો મુકેલા ઓરડાનું બારણું બંધ કરી ખોદાની બંદગી કરવા બેઠો. આ રીતે જયારે બંદગીમાં મશગુલ હતો તે વખતે કોઇએ તેનું બારણું ઠોકયું, અને જ્યારે તે ઉંઘાડવામાં આવ્યું

ત્યારે કોઇ અંજાણ્યો માણસ પુછવા લાગ્યો કે "The Angel uriel યુરીયલ ફિરેસ્તાનું પેલું સુંદર ચિત્ર તમારી પાસે છે કે?" મી. ઑલ્સટને એક ખુણામાંથી પેલું ચિત્ર કાઢયું અને તેની ઉપર ધુળ પડી હતી તે નુછી નાંખી અને પેલા માણસને આપ્યું. પેલો ધરાક બોલ્યો કે "રૉયલ એકઝીબીશનમાં એ ચિત્ર હતું ત્યારે મેં તે બહુ વખાણ્યું હતું અને તેની કિંમતને વિષે પુછપરછ કીધી હતી. પેલા ચિતારાએ જવાબ આપ્યો કે "કોઇએ તેની પિછાણ કીધી ન હતી અને તેની પુરતી કિંમત નહીં મળવાથી એ ચિત્ર વેચવાનું મેં માંડી વાળ્યું હતું."

પેલા શખ્સે કહયું કે "૬૦૦ રૂપયે હું ખરીદી શકું કે?"

ચીતારાએ જવાબ આપ્યો કે "તમે જે કિંમત કહો છો તેથી અરધી કિંમત માગવાને હું હિંમત કરી શકું નહીં."

પેલા શખ્સે કહયું કે "ત્યારે તો હવે આ ચિત્ર મારૂં થયું છે.", પોતાની ઓળખ આપતાં જણાવ્યું કે તે મારકવીસ ઑફ સ્ટ્રેફર્ડ હતો.

પોતાની બંદગીનો આ રીતે તરત જવાબ મળવાથી પેલો ચિતારો આભારની લાગણીથી દંગ થઇ ગયો હતો.

## બંદગીનાં બળથી પૈસાની મદદ મેળવી એક ગરીબ વિદ્યાર્થી ઉંચા પ્રકારની તબીબી અભ્યાસ કરવાને શકિતવાન થયો.

હેન્રી યંગ સ્ટીલીંગ ગ્રાંડ ડયુક ઑફ બેદનની દરબારનો એક જાણીતો તબીબ હતો અને આંખના તબીબ તરીકે બહુજ હુશિયાર હતો. પોતાની ગરીબ સ્થિતિમાં બંદગીની મદદથી આ દરજજે ચઢયો હતો. એ જાણીતા કવી ગેથી (Gathe) નો જાની મિત્ર હતો, જેણે તેની જીંદગીનો હેવાલ લખવા ઉશ્કેર્યો હતો.

હેન્રી સ્ટીલીંગ નાનો હતો તે વખતે માબાપ વગરનો એક નાચાર છોકરો હતો, પણ ઉંચા પ્રકારની કેળવણી લેવાની બહુજ ઇચ્છા રાખતો હતો. એક ચોકકસ કેળવણી ખાતામાં અભ્યાસ કરવા જવાને માટે રાત દિવસ બંદગી કરતો હતો. તેને અજાયબ સંજોગ વચ્ચે સ્ટ્રેસબર્ગમાં જવું થયું. તેના અભ્યાસના ખરચને માટે ૧૦૦૦) ડૉલર જોઇતા હતા. પણ એક ૧૦૦) ડૉલર કયાંથી મેળવવા તેની તેને ખબર હતી નહીં. પોતાનાં ગરીબ સગાંઓને તે વારંવાર કહેતો કે "મને અજાયબી લાગે છે કે ઇશ્વર મને આ પૈસા કયાંથી અપાવશે ?" પોતાની પાસે ૪૬) ડૉલર હતા તે લઇ ઉપડયો. ફ્રૅન્કફર્ડ કે જે સ્ટ્રૅસફર્ડથી ત્રણ દિવસને છેટે છે, ત્યાં આવી પહોંચ્યો તેટલામાં તેની પાસે ફકત એક ડૉલર બાકી રહયો. ખોદા શિવાય આ વાત તેણે કોઇ આગળ કહી નહીં. જયારે બંદગી કરતો કરતો ચાલતો હતો તે વખતે તેના ગામનો એક વેપારી તેને મળ્યો, જેણે આ છોકરાની ધારણા જાણી લઇ પુછયું કે "તું આટલા બધા પૈસા કયાંથી મેળવશે ?" નાના સ્ટીલીંગે જવાબ આપ્યો "મારા મહાન પિતા ઇશ્વર તરફથી." પેલા વેપારીએ જાણ્યું કે સ્ટીલીંગ પાસે હવે ફકત એકજ ડૉલર બાકી રહયો છે ત્યારે તે બોલ્યો "હું એ તારા મહાન પિતાનો નોકર છું" એમ કહી તેણે ૩૩ ડૉલર આપ્યા. પણ જયારે તે સ્ટ્રૅસબર્ગ આવી પહોંચ્યો ત્યારે તેને પાસે બાકી વળી પાછો એકજ ડૉલર રહયો હતો. તે બહુજ આતુરતાથી બંદગી કરવા લાગ્યો, અને એક સહવારે તેના ઓરડામાં રહેતા માણસે તેને ૩૦) ડૉલર આપ્યા. તેની કૉલેજની ફી ભેસપતવાર સાંજ સુધીમાં આપવીજ જોઇએ નહીં તો તેનું નામ કાઢી નાંખવામાં આવે. તેની પાસે મુદલ પૈસા હતા નહીં. તેણે ભેસપતવારનો આખો દિવસ બંદગીમાં કાઢયો. સાંજના પાંચ વાગા પણ કેહેથી પૈસા મળ્યા નહીં, તે આખો પરસેવાથી ગરકાવ થઇ ગયો અને આંખમાંથી પરસેવાના રેલા ચાલવા લાગ્યા. એ વખતે તેનું બારણું ઠોકાયું. તેનો ઘેરધણી આવી લાગ્યો જે પુછપરછ કરવા લાગ્યો કે

તેને ઓરડો પસંદ પડે છે કે કેમ અને ત્યારપછી પુછ્યું કે "તું કાંઇ પૈસા લાવ્યો છે કે!" સ્ટીલીંગે જવાબ આપ્યો કે "નહીં. મારી પાસે કાંઇ પૈસા નથી." પેલો ઘેરવાલો અજાયબ થયો અને કહયું "હવે મને સમજ પડી, ઇશ્વરે તને મદદ કરવા મને મોકલ્યો છે." તે તેની આગળથી ચાલી ગયો પણ થોડા વખતમાં ૪૦ ડૉલર લઇ પાછો આવ્યો. સ્ટીલીંગ જમીન ઉપર પડયો અને આંખમાં આંસુ સાથે ઇશ્વરનો આભાર માન્યો. તેણે આખી કૉલેજની કારકીરદી આજ રીતે પસાર કીધી હતી. તે હંમેશાં તંગીમાં રહેતો પણ તેની બંદગીનાં જવાબમાં ઇશ્વર હંમેશાં તેને મદદ કરતો હતો. આ નામીચા તબીબે પોતાની ઉંચી કેળવણી અને કારકીરદી બંદગીનાં બળથી મેળવી હતી.

## યકીનની બેંક (The Bank of Faith.)

વીલીયમ હન્ટીંગટન નામનો વેલાતનો એક ધર્મગુરૂ કે જે ૧૮૧૩ માં મરણ પામ્યો હતો, તેણે "યકીન" (The Bank of Faith) નામની ચોપડી લખી હતી. આ ધર્મગુરૂ રોજના નાના બનાવો માટે પણ ખોદાની ઉપર એટલો બધો આધાર રાખતો કે લોકો તેને જરા ચકાસેલો સમજતા હતા. તેણે ઉપલી ચોપડીમાં પોતાની જીંદગીનો હેવાલ આપ્યો છે જેમાંનો થોડોક સાર અહિંયાં રજુ કરવો ફાયદાકારક થઇ પડશે. એક વખતે જ્યારે તે બહુ તંગીમાં હતો, તે વખતને માટે તે લખે છે કે "ઘણી વખતે મને માલમ પડયું છે કે ખોદાએ મારી ધીરજની અને યકીનની બહુ સખ્ત કસોટી ઉપર તલાસ લીધી છે, તે છતાં જે પ્રમાણે એક નોકર પોતાના ધણીના પૈસા આપતાં હાથ ઉપર નજર મજબુતીથી ઠેરવી રાખે છે તે પ્રમાણે જ્યાં સુધી મારી બંદગીનો જવાબ મળે નહીં ત્યાં સુધી ખોદાને અરજ કરતો અને થોભતો હતો. મહા કૃપાળુ ઇશ્વર ઉપર હું ફોકટમાં આશા રાખતો ન હતો, કારણ મોડે વહેલે મારી આશા ફળીભુત થતી હતી. ખોદાને ઘણીક

અરજી કીધા પછી અને લાંબો વખત વિશ્વાસમાં રહ્યા પછી, એક રાત્રે મારા મિત્ર સ્મિથ અને તેની બાયડીને મળવા ગયો. તેઓથી હું છુટો પડું તે અગાઉ તેઓએ મને ઘણુજ ઉદાર દીલથી ત્રણ ગીનીની ભેટ આપી હતી.

"બીજી સહવારે એક માણસે મને મળવાને માટે મારૂં બારણું ઠોક્યું. જ્યારે તે મારા અભ્યાસ કરવાના ઓરડામાં આવ્યો ત્યારે મેં તેની તરફ ખુબ નિહાળીને જોતાં માલમ પડયું કે તે માણસ મને તદન અજાણ્યો હતો અને આગળ તેને કદી મેં જોયો હતો નહીં. તેણે મને કહ્યું કે 'મેં તમને ડૉ. ગીફરડના મંડળમાં વાયજ કરતાં સાંભળ્યા હતા અને એક કે બે વખતે મારગ્રેટ સ્ટ્રીટના દેવળમાં તમારી વાયજો સાંભળી હતી અને મને બહુજ સંતોષ મળ્યો હતો, આજે તમને મને મળવા આવવાનું કારણ એ જે ગઇ રાત્રે સ્વપનામાં ઇશ્વરના આ બોલો સાંભળ્યા 'જો તારો ભાઇ ગરીબાઇમાં આવી પડયો હોય તો તેને તારે મદદ કરવી જોઇએ.' તેણે મને પુછ્યું કે આપણી ધર્મપોથીમાં એવીજ રીતે ક્યાં જણાવ્યું છે? મેં તેને બરાબર તેજ રીતે લખેલું ધર્મપોથીમાંથી વાંચી સંભળાવ્યું. તેણે મને જણાવ્યું કે 'આ સઘળું મેં સ્વપનામાં સાંભળ્યું હતું અને સહવારે તેનું બળ મને માલમ પડયું હતું. મારો ગરીબ ભાઇ કોણ હશે તે વિષે અજાયબીથી વિચાર કરતો હતો એટલામાં મારા મનમાં એવું આવ્યું કે જે ગરીબ ભાઇ વિષે સ્વપનામાં સાંભળ્યું હતું તે તમેજ હોવા જોઇએ' એમ બોલી આ માણસ મારી હાલત વિષે પુછપરછ કરવા લાગ્યો. મેં તેને મારી સઘળી હાલત દરશાવી અને કહ્યું કે ઇશ્વર મને તપાસી જોય છે? જ્યારે તેને માલમ પડયું કે તેને ઇશ્વર તરફથી આ હેવાલની સ્વપનામાં ખબર પડી ત્યારે તે અજાયબ થયો. મારેથી છુટો પડતી વખતે તેણે મને એક ગીની, બે રૂમાલ અને એક જોડી નવાં હાથનાં મોજાં ભેટ આપ્યાં. ત્યાર પછી તે મને આશીષ દઇ મારી આગળથી ચાલી ગયો. આ વખત

અગાઉ મેં તેને કદી જોયો હતો નહીં. ફક્ત એકજ વખત હમણાં જોયો હતો તેજ. બીજે દિવસે એક મિત્ર મને કહેવા લાગ્યો કે તેને માટે એક માણસ એક ગીની આપી ગયો છે. એક દિવસે એક બાનુ ગાડીમાં બેસી મારા દરવાજા આગળ આવી મારા વિષે પુછપરછ કરવા લાગી. જ્યારે હું દરવાજા આગળ ગયો ત્યારે તેણીએ પોતાનો હાથ બહાર કાઢી એક ગીની મને આપી અને તુરત ઘોડાવાળાને હુકમ કીધો કે ગાડી હાંકી જવી. ખોદાએ જે કામને માટે તેણીને મોકલી હતી તે કામ તેણીએ કીધું હતું.

"તે મહાન કૃપાળુ ઇશ્વરે મારી ધિરજ અને યકીનની પુરતી તપાસ કર્યા પછી મારી અરજનો જવાબ આપતો હતો, કે જેથી તેની ઉપર હું વધારે ઇતબાર રાખું. ખરેખર હવે મારી ખાત્રી થઇ હતી કે મને અભ્યાસ કરવા, વાયજો કરવા અને બંદગી કરવા શિવાય બીજું કાર્ય કરવું ન જોઇયે, કારણ પરમાત્મા પોતાનાં નીચલાં વચન પ્રમાણે મારી તેમજ મારા કુટુંબની સંભાળ લેતો હતોઃ અને તે એ છે કે "Seek ye first the Kingdom of God and his righteousness, and all these things shall be added unto you" "ખોદાના રાજ્ય અને તેની પવિત્રાઇની પહેલાં શોધ કર અને પછી આ સઘળી ચીજો તને આપવામાં આવશે."

## બંદગી.

"Through each perplexing path of life,
Our wandering footsteps guide
Give us each day our daily bread,
And raiment fit provide.
Oh! spread thy covering wings around,
Till all our wanderings cease,
And all our Father's loved abode,
Our Souls arrive in peace.

JOHN LOGAN.

"જીંદગીના દરેક ગુંચવણભર્યા રસ્તામાં તું અમારા અઠડાતાં પગથિયાંની રાહબરી કરજે.

દરરોજનો ખોરાક અને કપડાં તું પુરાં પાડજે. જ્યાં સુધી અમારો આત્મા શાંતિમાં તું—અમારા પિતાના પ્રિય ચરણે આવ્યે, અને અમારી સઘળી મુસાફરી ખલાસ થાય ત્યાં સુધી અમને રક્ષણ આપજે."

## બંદગીનાં બળથી દારૂ તંબાકુ અને બીજી દુર્ગુણી ટેવો દુર થાય છે તેના દાખલાઓ.

વીલીયમ બ્રે નામનો ધર્મગુરૂ, એક છાકટ માણસે બંદગીના બળથી પોતાએ એ માઠી ટેવ કેમ છોડી હતી તેનો નીચે પ્રમાણે હેવાલ આપે છે. પચીસ વરસથી વધુ વખતની તેને છાકટપણાંની માઠી ટેવ હતી. જ્યારે તે એ ટેવ છોડવાની કોશેષ કરતો હતો તેજ વખતે એ ટેવની તલબ બહુજ જોરાવર થવા લાગી અને કેટલાંક વરશોવેર કંટાળો લાગ્યો. એક દિવસે જ્યારે બહુજ ઠંડી પડતી હતી તે વખતે તે બજારમાંથી ખરીદી કરી ઘરે પાછો ફરતો હતો, રસ્તામાં એક દારૂની દુકાન આગળથો પસાર થવાનું હતું. જેમ જેમ તે દુકાનની નજદીક આવતો ગયો તેમ તેમ તેની આગળી ટેવ વધારે ને વધારે જોર કરવા લાગી અને તેને એવું લાગ્યું કે હવે આગળ પસાર થઇ શકાવાનું નથી. તેને એવું લાગ્યું કે તે દારૂની દુકાન આગળથી પસાર થઇ શકાતુંજ નથી. પોતે ખરીદેલો માલ બાજુ મુકી દીધો, પાસેના જંગળમાં ગયો અને ગુંડણમંડયે પડી કાકલુદીથી બંદગી કીધી કે આ ખરાબ તલબમાંથી તેને છોડવે; તે કહે છે કે "ખોદાએ મારી બંદગી સાંભળી અને તેનો મને જવાબ મળ્યો, હું જમીનપરથી ઉઠયો તે વખતે આ ટેવથી છુટો થયલો માણુસ થયો અને તે વખતથી તે આજ સુધી હું છુટો છું".

## બીજો દાખલો.

ટેનીસી (Tennessee) માં એક અધિપતી કે જે તંબાકુનો ગોલામ થઇ ગયો હતો તે પોતાનો હેવાલ નીચે પ્રમાણે આપે છે. "તંબાકુની ટેવ છોડવાને દ્રઢ મનથી વારંવાર નિશ્ચય કરતો હતો, કોઇ કોઇ વખત થોડાક મહિના અથવા અઠવાડિયાં, એક વખત બાર મહિના સુધી તંબાકુથી દુર રહયો—પણ એ ચીજની તલબથી તદન છુટો થયો ન હતો.

"તા. ૧ લી ડીસેમબરને ૧૮૫૦ ને આતવારે સહવારે હું એકાંત જગ્યામાં ગયો, ગુંઠણુમંડી પડયો અને ખોદાને અરજ કીધી કે આ ટેવ છોડવાને મને મદદ કર ! મેં ત્યાંને ત્યાં પક્કો નિશ્ચય કીધો કે ખોદાની મદદથી આ શાપપાત્ર ચીજને કદીપણુ અડકીશ નહીં, અને તે દિવસથી મને આજસુધી બીડી પીવાની અથવા તંબાકુ ખાવાની તલબ થઇ નથી. જયારે પણુ હું તંબાક જોતો તે વખતે ઇશ્વર તરફ મારૂં અંતઃકરણુ રાખી, આ ચીજથી દુર રહેવાને મને મદદ કરવાની તેને આજીજી કરતો હતો. હું આજ ત્રેવીસ વરશ થયાં એ ચીજની ઇચ્છાથી દુર થયો છું."

## ત્રીજો દાખલો.

મીસીસ. સી. એસ. ઉવીટ એક દાખલો આપે છે કેઃ—

"બોસટન આગલ રહેતો એક ગ્રહસ્થ થોડાક વખતની વાત ઉપર મારી આગળ આવ્યો અને કહેવા લાગ્યો કે તેને તંબાકુનો ઉપયોગ હવેથી નહીં કરવા પકકો નિશ્ચય કીધો છે અને એ ટેવો છોડવાને માટે મને બંદગી કરવાની અરજ કીધી. ત્રીસ વરશ આ ચીજનો ઉપયોગ કીધેલો હોવાથી એ ચીજ છોડી દેવી બહુ મુશ્કેલ હતી તે છતાં તેણે પક્કો નિશ્ચય કીધો કે શરીર ને આત્મા છુટા થઇ જાય તે છતાં આ ચીજનો ઉપયોગ કરવો નહીં. તે મને અરજ કરવા લાગ્યો કે તેને આ લડતમાં ટકી રહેવાને મદદ મળે

તેને માટે બંદગી કરવી. મેં તેને પુછ્યું કે "આ ટેવથી આ પળે ખોદા છુટો કરે એવો તને ઇતબાર છે કે ?" તે થોડો વખત અચકયા પછી કહેવા લાગ્યો કે "હું ખાત્રીથી માનું છું કે ઇશ્વર મને આ ટેવમાંથી મુકત કરવાને શકિતવાન છે અને મને તેની ઉપર પુર ઇતબાર છે." ઇશ્વર તરફનો તેનો ઇતબાર મેં તપાસી લઇ મેં હવે તેને માટે બંદગી કરવા માંડી. મેં ઇશ્વરને અરજ કીધી કે આ માણુસને સેતાનની શકિતની બેડીમાંથી છોડવ ત્યારે પેલો માણુસ બોલ્યો "આમીન એમ થાય !" તે પળથી આ માઠી ટેવમાંથી છુટો થયો અને તે પછી કદી એ બાબદની લાલચ થઇ નહીં."

## બંદગીનાં બળથી દુર્ગુણી માણસોને સદ્ગુણી બનાવી શકાય છે તેના દાખલાઓ.

### માતાની બંદગીથી એક દુર્ગુણી છોકરો સદ્ગુણી થયો.

પ્રખ્યાત થયલો ધર્મગુરૂ ઑગસટાઇને પોતાની માતા મોનીકાની પવિત્રાઇ અને યકીનને અમર કીધાં છે. ઑગસટાઇન અદભુત મનશકિત ધરાવતો હતો. તે કારથેજમાં મોટો થયો હતો. જેટલો તે અદભુત મન-શકિત ધરાવતો હતો તેટલો તે ખરાબ જુસ્સા પણ ધરાવતો હતો. આ જુસ્સાઓને લીધે તે બહુ દુર્ગુણી અને હવસી બન્યો હતો, અને ઉંચી મન શકિતનો સારો ઉપયોગ નહીં કરવાથી નાસ્તીક બન્યો હતો.

તેની માતા મોનીકા ઇશ્વરની સાચ્ચી ભકત હતી. પોતાના આ ઉંચી મનશકિત ધરાવનાર છોકરાનાં પાપી કાર્યોથી તેણી બહુજ ગમમાં રહેતી અને ખોદાની રાત દિવસ બંદગી કરતી કે તેનો છોકરો સદગુણી થાય. નવ નવ વરશ આ પાપી છોકરાને માટે રડતી રહી હતી. તેણીની આંખ-

માંથી આંસુ પાણીના ઝરાની માફક નિકળતાં હતાં. પાછળથી ઑગસટાઇન પવિત્ર જીંદગી ગુજારવા લાગ્યો, ત્યારે પોતાના પશ્ચાતાપનો હેવાલ લખતાં પોતાની માતાને વિષે નીચે પ્રમાણે લખે છે કે "ઓ ઇશ્વર ! તેં ઉપરથી તારો હાથ લંબાવી મારા આત્માને ભયંકાર અંધકારની બહાર ખેંચી કાઢયો છે. મારી માતા તારો સાચ્ચો ભકત હતી અને મારી આગળ રડતી. એક છોકરાના શરીરનું મરણ થાય તે કરતાં વધુ રડતી હતી, કારણ તારી (ઇશ્વર) તરફથી જે યકીન અને સદગુણો તેણીને મળ્યા હતા તેથી તેણી જાણતી હતી કે હું કેવો મોતમાં સપડાયો હતો. ઓ ઇશ્વર ! તેં તેણીને સાંભળી હતી, અને જ્યાં પણ બંદગી કરતી હતી ત્યાં તેણીના આંસુથી જમીન ભીંજાઇ જતી હતી. તે આંસુને તેં તુચ્છકારી કાઢયાં ન હતાં. હા, તેં તેણીને સાંભળી હતી, નહીં તો કેવી રીતે સ્વપના મારફતે તેણીને આરામ મળતે ?" તેણીએ સ્વપનો જોયો હતો કે તેણીના છોકરો પણ તેણીના જેવો યકીનવાળો અને ધર્મી થશે.

વરશો પસાર થઇ ગયાં અને તે (ઑગસ્ટાઇન) ની હાલત વધારે નિરાશી ઉપજાવે તેવી થઇ હતી જે વિષે પોતે લખે છે કે "લગભગ નવ વરશ પસાર થઇ ગયાં જે અરસામાં દુર્ગુણના ઉંડા અંધકારનાં ખાડાના કાદવમાં ડુબતો હતો, વારંવાર આમાંથી ઉઠવાની કોશેષ કરતો, પણ વધારે ને વધારે ડુબતો હતો. આ સઘળો વખત પેલી પવિત્ર ભલી અને ગંભીર વિધવા (જેને તું ચાહે છે) તે હવે આશાથી ઉમંગી થઇ, તે છતાં મારી હાલત તારી સનમુખ ધરવા જે રીતે વિલાપ કરતી અને રડતી હતી તેમાં સહેજ પણ ઘટાડો કીધો ન હતો" તેની માતાએ ધર્મગુરૂને આજીજી કીધી કે તેણીના છોકરા સાથે તકરાર કરી સમજાવે પણ પેલા ધર્મગુરૂએ જોયું કે તેણીનો છોકરો તો ઇતરાજીમાં બહુજ છકી ગયો છે અને એ રીતે તેને પોતાની તરફેણમાં લઇ શકે તેમ નથી ત્યારે તેણે મોનીકાને જણાવ્યું કે

"તેને એને માર્ગે રહેવા દે ! ફકટ એને માટે ખોદાને બંદગી કર, પોતાનાં વાંચનમાં એ પોતે પોતાની ભુલ જોશે અને જાણશે કે તે પોતે કેવો દુર્ગુણી છે." ધર્મગુરૂનું આવું બોલવા છતાં તેણીએ વધારે આજીજી કીધી ત્યારે તે બોલ્યો "તારે માર્ગે જા ! ખોદા તને આશીશ આપશે, કારણ, જે છોકરાંને માટે આટલા આંસુ પાડયાં છે તે આવી રીતે મરે એ સંભવિક નથી." ઑગસ્ટાઇન લખે છે કે આ જવાબ જ્યારે તેની માતાએ સાંભળ્યો ત્યારે એ ખોદા તરફથી મળ્યો હોય એમ તેણીને લાગ્યું. પણ હવે તેણીનાં ખોદા ઉપરનાં યકીનની તપાસ થવા લાગી, અને ખોદા ન ધારેલી રીતે બંદગીનો જવાબ કેમ આપે છે તેનો દાખલો પણ મળે છે. ઑગસ્ટાઇને હવે રોમ શહેરમાં જવાનો ઇરાદો કીધો, જેને માટે લખે છે કે "ઓ ખોદા ! તુંજ જાણે છે કે શું કામ હું અહિયાંથી ત્યાં અને ત્યાંથી અહિયાં જતો હતો. તેં મને તેમજ મારી માતાને એ વિષેનો ભેદ જણાવ્યો નહીં. મારી માતા મારી આવી મુસાફરીને માટે બહુજ વિલાપ કરતી હતી, અને મારી પુઠે પુઠે આવતી હતી. તેણી મારી સાથેજ આવવા માંગતી હતી. હું ગમે એટલું સમજાઉં પણ માનતી ન હતી તેથી એક રાત્રે છુપાછુપ હું નાસી ગયો. પણ તેણી તો, ઓ ઇશ્વર, તારી આગળ રડતી અને બંદગી કરતી કે હું દરિયાની મુસાફરીએ જતો અટકું. તેણી પોતા પાસે મને રાખવાને બહુજ ચાહતી હતી, તેણી જાણતી ન હતી કે મારી ગેરહાજરીમાં તેં તેણીને કેવી ખુશાલ કરવાનો ઠરાવ કીધો હતો."

ઑગસ્ટાઇન રોમમાં એક શિક્ષક તરીકે રહેતો હતો અને ત્યાંથી મીલનમાં ગયો, ત્યાં પણ એજ ધંધો કરતો હતો. અહિંયાં એમબરોસ નામના જાણીતા ધર્મગુરૂ સાથે દોસ્તી પાડી જેની વાયજોની તેની ઉપર બહુજ અસર થઇ હતી તેણે પોતાની ભુલો જોઇ હતી અને પોતાના દુર્ગુણોને સુધારવાને બહુજ કોશેષ કરતો હતો.

ઑગસ્ટાઇન પોતા વિષે લખે છે કે "મારી માતા કે જેણી મારી પુઠે પુઠે મીલેનમાં આવી હતી તેણીની આગળ હું ગયો અને સઘળી બાબદનું વિવેચન કર્યું ત્યારે તેણી ખુશાલીથી કુદવા લાગી અને તને (ઇશ્વરને) આશીષ દેવા લાગી કે તું જે અમે માંગ્યે અને વિચાર્યે તેના કરતાં વધુ કરવાને શક્તિવાન છે." શું આપણે વાજબી રીતે કહી શકીયે નહીં કે મોનીકાએ પોતાના છોકરાના જન્મને માટે દુઃખ વેઠયું હતું એટલુંજ નહીં પણ તેને પવિત્ર બનાવવાને પણ દુઃખ વેઠ્યું હતું? આ દાખલા ઉપરથી કઇ માતા એવી ન હશે કે જે ઉત્તેજન લઇ પોતાના છોકરાને પવિત્ર બનાવવાની કોશેષ ન કરે? માબાપોની આજીજી અને આવી ખંતને માટે ઇશ્વર કેટલો માનથી જુએ છે તે કોણ પુરતી રીતે કહી શકશે? મોનીકાની બંદગીનાં બળથી ઑગસ્ટાઇન સુધર્યો હતો, ઑગસ્ટાઇન પાછળથી "રોમન" પંથનો એક મોટો ધર્મગુરૂ થયો હતો, અને એ પંથની બુલંદીને બહુ સારી રીતે જાહેર કીધી હતી અને તેને માટે વખણાયલો હતો.

## બંદગીનાં બળથી એક મહોરદારે પોતાના દુર્ગુણી ભરથારને સદ્દગુણી બનાવ્યો.

થોડાંક વરશોની વાત ઉપર એક પુસ્તક નનામે બહાર પડયું હતું, જે "My Mother, or Recollections of Maternal Influence" "મારી માતા અથવા માતાની અસરની યાદો" કરીને હતું. એક મહોરદારે પોતાના દુર્ગુણી ભરથારને બંદગીનાં બળથી સદગુણી કેમ બનાવ્યો તે વિષે તેણીનાં છોકરાંઓએ આ પુસ્તક પાછળથી લખ્યું હતું, જે બહુ અસરકારક રીતે લખાયું છે જેનો થોડોક સાર અહિંયા આપવો લાભકારક થઇ પડશે. પેલી મહોરદારે પોતાના ભરથારને ધર્મી અને સદગુણી બનાવવા વરશો સુધી કોશેષ કીધી હતી, અને જ્યારે તે વધારે ને વધારે બગડતો ગયો ત્યારે તેની

મ્હોરદારે પોતાના છોકરાંને તેણીની સાથે દરરોજ ચોક્કસ કલાકે તે સુધરે તેને માટે બંદગી કરવાને કહ્યું. આ હાલતમાં તેણી કોઇબી રીતની શાંતી મેળવતી ન હતી. એક રાત જ્યારે સઘળાં છોકરાંઓ નિદ્રાવશ થયાં તે વખતે પોતાના ભરથારને તેની ચાલચલણ વિષે થોડાક શબ્દો કહ્યા પણ તેને બેદરકારીથી જવાબ વાળી સુઇ ગયો. તેણી સુતી નહીં, પણ આતુર હૈયાંથી બીજા ઓરડામાં જઇને આતશને સળગાવ્યો અને આખી રાત બંદગીમાં પસાર કીધી. ફેબ્રુઆરી મહિનો હતો અને ઠંડી બહુજ પડતી હતી. જુવો તફાવત એક ઇશ્વરના ભકત અને એક નાસ્તીક વચ્ચે. એક આવી પડતી આફત છતાં ઉંઘે છે બને બીજું જાગૃત રહી, લડત ચલાવી બંદગી કરે છે ?

"સહવાર પડી, પેલી મ્હોરદાર નીચે પ્રમાણેના વિચારમાં મશગુલ થયલી જણાતી હતી 'ચાલીસ વરસો સુધી આ દુ:ખનો બોજો ખમ્યો છે હવે વધુવાર દુ:ખ ખમી શકતી નથી. આ બોજો મારે માટે બહુજ ભારી છે. હવે ખોદાને આ બોજો સોંપવો પડશે. મને લાગે છે કે મેં તેમ કીધું છે. હું તેને સુધારી શકિત નથી. આટલાં કષ્ટ ખમ્યાં છતાં તેને સુધારવાને હું શકિતવાન નથી. કદાચ આ રીતે કષ્ટ ખેંચવામાં મેં પાપ કીધું હશે. ખોદાએ જેયું હશે કે મેં તેની ઉપર ઇતબાર રાખ્યો ન હતો, અથવા તો તેની (ઇશ્વરની) મરજીને તદન આધીન થઇ ન હતી. તેણે (ઇશ્વરે) જેયું હશે કે મારા ભરથારની મુકિતની બાબદ તેને સોંપી દીધી ન હતી. પણ હવે લાગે છે કે એ બાબદ તેને સોંપી દેવી જોઇએ. એ વિષે વધારેવાર મને પોતાને દુ:ખી કરીશ નહીં. હું હજી તેને (ભરથાર) માટે બંદગી કરીશ અને સઘળા લાયક ઉપાયો લઇશ પછી એ બચે કે હાથથી જાય—એનું પરીણામ ઇશ્વરને સોંપું છું.' તેણીને હવે ઇશ્વર ઉપર પુરતો ઇતબાર આવ્યો હતો. તેણીના મનને જે રાહત હવે મળી હતી તેવી અગાઉ કદી

મળી હતી નહીં. સહવાર પડી, નાસ્તો લીધા પછી જ્યારે તેણીનો ભરથાર એકલો હતો તે વખતે આ બાબદ વિષે એક બે શબ્દો કહ્યા, તેણીએ ટીકા કીધા કે "આપણે ચાલીસ વરસ સુધી સાથે રહ્યાં. જે વખતે આપણે પરણ્યાં હતાં તે વખતે સુખી અને એકમેકના વ્હાલાં હતાં અને દુ:ખદાયક એ છે કે હવે થોડો વખત ફરીથી એકમેક સાથે કોઇ રીતનો સંબંધ રાખ્યા વગર છુટાં પડશું, અને હવે મને એક છેલ્લી અરજ કરવાની છે તે એ કે આજનો દિવસ તારા આત્મા વિષે મનન કરવા કાઢ અને બંદગી કર. જો તારે માટે કરવા ચાહતો ન હોય તો મને ઉપકારી બનાવવા કર?" તેણીનું આવાં સાફ અંતઃકરણથી કહેવાનું સાંભળ્યું ત્યારે તેણે દૃઢપણે કહ્યું "હું કરીશ." તેણી એવાં તો ડહાપણથી અને અંતઃકરણથી બોલી હતી કે તેણીની સામે થઇ શકયો નહીં હતો. "રાત શિવાય તેણીએ તેને જોયો હતો નહીં અને જ્યારે તેને જોયો ત્યારે તે બહુજ દલગીરીમાં અને વિચારમાં હતો. તેની લાગણીઓ કેવી હતી તે તેણી જાણતી ન હતી, અને સહવારના જે વાત થઇ હતી તે વિષે કાંઇ પણ ઇસારો તેણીએ કીધો ન હતો. એટલું તો સાફ હતું કે તે સુખી દેખાતો ન હતો. તેની આંખો તે કેટલી દિલગીરીમાં હતો તે જાહેર કરતી હતી. તે ચળકતી હતી, પણ તેમાં આંસૂ ન હતાં અને તેનો રંગ ઘેરો હતો. તેની દિલગીરી ભેદી હતી, જે શબ્દો વડે બહાર પડતી ન હતી. બીજે દિવસે પાછો ગુમ થઇ ગયો અને પાછો સાંજના આવ્યો. તે જ્યારે પાછો ફર્યો ત્યારે તે કાંઇ ઉંડાણ વિચારમાં હોય એમ લાગતો હતો. તે પોતાની મહેરદારને કહેવા લાગ્યો કે "મને ખબર પડતી નથી કે મને શું દુ:ખ થાય છે, મારી લાગણીઓ કાંઇ જુદીજ રીતની થઇ ગઇ છે." તેણીએ પુછ્યું "કેમ કેવી રીતે લાગે છે?" તેણે જવાબ આપ્યો "હું કહી શકતો નથી, મને એમ લાગે છે કે હું એક પ્રીસ્તી છેકેંજ નહીં અને થઇ શકીશ નહીં, પણ આજ બપોરે મને એમ એમ લાગ્યું હતું કે હું તદન ફેરવાઇ ગયો છું. દરેક ચીજ ઇશ્વરને વિષે

બોલતી હોય એમ લાગે છે. ઝાડપાનો, ડુંગરો, આકાશ, અને દરેક ચીજ ઇશ્વરની વખાણ કરતી હોય એમ લાગે છે અને સઘળાને હું ચાહું છું." "પાછળથી ખબર પડી કે તેણે છેલ્લા બે દિવસો પોતાના ખેતરની ખીણોમાં અને જંગળમાં પસાર કીધા હતા. તેણે એક દિવસ એકાંતવાસમાં પસાર કીધો હતો કે જેથી તે પોતાનું વચન પાળી શકે. બીજે દિવસ તેની દરેક રીતની લાગણીઓની તપાસ થતી હોય એમ લાગતો હતો. એ પછીની સહવારે અમારે ત્યાં ધર્મગુરૂ આવ્યો જે અમારી પીતાની આવી રીતની બદલાઇ ગયલી સ્થિતિ વિષે જાણતો ન હતો. તેઓ વચ્ચે લાંબી વાતચીત ચાલી જ્યારે પેલો ધર્મગુરૂ અમારૂં ઘર છોડી ગયો ત્યારે જે પહેલો માણસ તેને મળ્યો તેને કહ્યું કે "આજે એક મોટી વાત તમને જણાવવાની છે તે એ કે–ફલાણો માણસ એક નવો માણસ થયો છે. હું હમણાંજ તેની સાથે વાતચીત કરી આવ્યો છું, અને મેં તેને એક ખરો પ્રસ્તી થયલો જોયો છે. તેનામાં અજબ જેવો ફેરફાર થયો છે. ખરેખર ધર્મની બાબદમાં તે તદન બાળક જેવો છે."

થોડોક વખત પોતાની તપાસ કીધા પછી પોતે એક સાચ્ચો પ્રીસ્તી છે એમ જાહેર કીધું હતું ત્યાર પછી તે દશ વરશ જીવ્યો અને ૭૫ વરશની ઉમરે મરણ પામ્યો હતો.

## બંદગીનાં બળથી એક રખડતા ભાઇને આખરે તેની બેહેને સદ્દગુણી બનાવ્યો.

મીસ શીયટન પોતાનો હેવાલ નીચે પ્રમાણે રજુ કરે છે. આ બેહેન રાત દિવસ પોતાનો વહાલો ભાઇ જે રખડતી જીંદગી ગુજારતો હતો તે સુધરે તેને માટે બંદગી કરતી હતી. કેટલીક વખતે તેણી રડતી માલમ પડતી હતી, કારણ તેણીની બંદગીની કાંઇપણ અસર થતી ન હતી. એક વખતે આવી

સ્થિતીમાં તેણીને પોતાની ધર્મપોથીમાંનો નીચલો વાકય રાતના ધ્યાનમાં આવ્યો. "If thou would'st believe, thou should'st see the glory of God." "જો તું યકીનથી માનશે તો ખોદાની ખરી ખુબી જોઇ શકશે." આ વાકયથી તેણીએ ખોદાના આપેલાં વચન પર પુરતું યકીન રાખવાની કોશેષ કીધી. તેણી જણાવે છે કે "એક દિવસે કૃપાળુ ઇશ્વરને મારી શાંતીને માટે અને મારા ભાઇને રખડતી જીંદગીમાંથી બચાવવાને બંદગી કરતી બગીચામાં બેઠી હતી. બંદગી કરતાં મને એવું લાગ્યું કે ખોદા જરૂરજ મારી બંદગી સાંભળશે. એવી રીતે બેઠી હતી તેવામાં મારી નજર એક કરોળીયાનાં જાળાં તરફ ખેંચાઇ, જે જાળું બારી નજદીકના ગોલાબના ઝાડ ઉપર હતું અને તેની ઉપર સુર્યની રોશની પડતી હતી. એક ગરીબ નાની માખી જાળાંમાં સપડાઇ ગઇ હતી, અને તે જેટલી જાળાંમાંથી બહાર નિકળવાની કોશેષ કરતી હતી એટલી વધારે ને વધારે વીંટળાણમાં આવતી. એક કાળો મોટો કરોળિયો આ માખીને ભક્ષ કરવા તૈયાર છુપાઇને બેઠો હતો. સઘળી આશા ફોકટમાં હતી. એવામાં એક પવનનો સપાટો આવ્યો ને પેલા જાળાંનું બંદીખાનું તોડી નાંખ્યું, પેલો ચળકતી પાંખોવાળો બંધવો છુટો થઇ મારી તરફ ઉડયો ત્યારે મેં ખોદાના વખાણ કીધાં." તેણીના ભાઇના છુટકારાને માટે ઇશ્વરે આ તેણીને બોધ અને અગમચેતી આપી હતી. ૭ વરશોની બંદગી પછી આખરે તેણીનો ભાઇ દુર્ગુણની જાળમાંથી છુટો થયો હતો.

## બંદગીનાં બળથી એક નાસ્તીક માણસને ધર્મી બનાવ્યો હતો.

આશરે ચાર સદીની વાત ઉપર કેથરાઇન એડારના નામની એક ઘણી પવિત્ર બાનુ ઇટલીના જીનોવા શેહેરમાં રહેતી હતી. તેણી ઑસ્પીટલોમાં જઇ માંદા માણસની સારવાર કરતી અને ઘરેઘર જઇ સઘળા માટે બંદગી કરતી હતી. એક દિવસે એક બાઇ તેણીની આગળ આવી અને પોતાનો

મરણ કાંઠે આવેલો બીમાર ભરથાર કે જે અધર્મી હતો તેને માટે બંદગી કરવાને તેણીને અરજ કીધી. કેથેરાઇન તેણીને ત્યાં ગઇ અને તેણીના ભરથાર સાથે વાતચીત કીધી અને તેને છોડી ગઇ. રસ્તામાં પાછા ફરતાં પેલી બાયડી અને કેથેરાઇન એક દેવળમાં ગયાં, એક એકાંત જગ્યા શોધી અને પેલો ભરથાર સદ્દગુણી બને તેને માટે આ બન્ને જણે બહુ આતુરતાથી અને ભક્તિભાવથી બંદગી કીધી. જ્યારે પેલી બાયડી ઘરે પાછી ફરી ત્યારે પોતાના ભરથારના મનમાં આટલો બધો ફેરફાર જોઇ અને એક સાચ્ચા ખ્રિસ્તી તરીકે બોલતાં સાંભળી અજાયબ થઇ હતી. પેલી બાઇ કેથેરાઇનને આ ખબર પુગાડવા ગઇ. પણ તેણીનો જીંદગીનો હેવાલ લખનાર ડૉ. અપહેમ જણાવે છે કે "આ ખબરથી તેણી (કેથેરાઇન) કાંઇ અજાયબ થઇ નહીં. પેલા બિમારને માટે તેણીએ અંતઃકરણથી બંદગી કીધી હતી અને તેણી ખાત્રીથી માનતી હતી કે જલદીથી તેનો જવાબ મળશે. એમ માનવાનાં કારણ એજ કે જ્યારે પણ તે કોઇને માટે બંદગી કરતી હતી અને તે બંદગીની સારી અસર જલદી થવાની હોય તો તેણીને અંતરમાંથી ખબર પડતી હતી અને બંદગી કરવાને ઘણીજ ઉલટ થતી હતી. તેણીએ પોતાની બંદગીમાં આજ નિયમ રાખ્યો હતો કે પોતાની મરજીના જુસ્સાથી કોઇ બીજાને માટે બંદગી કરવી નહીં પણ પોતાના આત્માને ઇશ્વર તરફ રોકી રાખી તેની મરજી શું છે તે જાણવી અને અંતરમાંથી ઉલટ આવે તો બંદગી કરવી અને જ્યારે તેણીએ આવી રીતે અંતરમાંથી ઉલટ થતી હતી ત્યારે તેણીને તુરત ખબર પડતી કે તે બંદગીનો જવાબ જલદી મળશેજ.

## બંદગીનાં બળથી એક વિદ્યાર્થીએ પોતાના દુર્ગુણો ઉપર મેળવેલી ફત્તેહ.

એક ચોપાનિયામાં એક વિદ્યાર્થીએ પોતાની દુર્ગુણી ટેવો બંદગીના બળથી કેમ સુધારી તેનો નીચે પ્રમાણે હેવાલ આપે છે.

"હું જાણું છું કે હું એક ખ્રિસ્તી છું પણ ખ્રિસ્તી તરીકેના સદ્દગુણો ધરાવતો નથી. વારંવાર લલચાવનારો સેતાન મને લલચાવી જતો હતો. મારા મનમાં ચાલુ પાપી અને દુર્ગુણી વિચારો આવ્યા કરતા હતા અને મને એમ લાગતું હતું કે આવા વિચારો કરવા ન જોઇયે. આંખમાં આંસુ સાથે રડતો અને ઇશ્વરને બંદગી કરતો કે મને પવિત્ર બનાવ. થોડાક મહિના મને એમ લાગતું કે, મારા અંતરમાં મારી તપાસ કરવા, વાંચવા અને બંદગી કરવા શિવાય બીજું કાંઇ કરી શકાતું નથી, અને જેમ જેમ હું મારી તપાસ કરતો ગયો તેમ તેમ પેલા લલચાવનારા સેતાનની જાળ વધારે ને વધારે માલમ પડતી ગઇ અને વધારે ને વધારે જણાયું કે તેઓને દુર કરવું મારે માટે અશક્ય છે. પણ ઇશ્વર મારી નજદીક હતો અને તેની ફક્ટ એક નજર પુરતી હતી. હું પાપોથી દુર રહી પવિત્ર જીંદગી ગુજારવાની કોશેષ કરતો હતો. આવી જીંદગી ગુજારવાને માટે હું આંખમાં આંસુ લાવી ઇશ્વરને બંદગી કરતો હતો. કેટલાંક અઠવાડિયાં આ પ્રમાણે બંદગી કરવાનુ ચાલુ રાખ્યું. રફતે રફતે મને રાહત મળવા લાગી. વસંતરૂતુમાં પેલા લલચાવનારા સેતાન સાથે ખુબ લડત ચલાવ્યા પછી અને ઘણીક રીતે હલકી સ્થિતીમાં આવ્યા પછી બે અઠવાડિયાં પુરતી શાંતી મળી. ત્યાર પછી વળી બીજી લાલચોની સામે લડત ચલાવવી પડી હતી, પણ ખોદાની કૃપાથી તેમાં ફત્તેહ મળી હતી. સઘળો વખત ખોદાની કૃપાને માટે કેટલો બધો નાલાયક છું તેનો મને ખ્યાલ આવતો ત્યારે મારી આંખમાં આંસુ આવતાં હતાં. જુન મહિનાના પહેલાં અઠવાડિયાંમાં અમે બંદગી કરવા ભેગા મળ્યા. મને ઘણોજ આનંદ લાગ્યો, જો કે હું નાલાયક હતો. અમારી બંદગી વારંવાર થતી, અને સઘળાંઓને આશીષ મળતા હતા.

એક વખત રાબેતા મુજબ રવીવારે અમારા પેગમબરે મરતી વખતે જે પ્યાર સઘળાઓ ઉપર જાહેર કીધો હતો તે વિષે બંદગી કરતા હતા.

બંદગી ખલાસ થયા પછી ભજન ગાતા હતા તેટલામાં મારા હૈયામાં એકદમ એવી તો રોશની પ્રગટી નિકળી અને તેને ઝળકાત એટલો તો હતો કે હું ભજન ગાઇ શકયો નહીં અને મોટેથી બોલી ઉઠવાને આંકોશ રાખી શકયો નહીં. કેટલાક દિવસો મને બીજું કાંઇ કરવા ગમ્યું નહીં કે રખેને જે આનંદ મેળવ્યો છે તે જે ખોદાને ગુસ્સે થવાનું કારણ મારી તરફથી મળે તો જતો રહે. પણ રફતે રફતે મને મજબુતાઇ આવી, મારો આનંદ નદીની માફક વહેવા લાગ્યો, અને નહીં વર્ણવી શકાય એવી ખુશાલી અને ઇશ્વરના આશીષ મારામાં પ્રગટ થયા. ચૌદ મહિના પસાર થઇ ગયા તે છતાં મારામાંથી કદીપણ આવો આનંદ જતો રહયો નથી. શરીરની નબળાઇ શિવાય આ આનંદનો બીજી કોઇ પણ રીતનો અટકાવ થયો નથી. સઘળો આનંદ ઇશ્વરની મરજીને આધીન થવાનો છે."

## બંદગીનાં બળથી એક બાનુએ ચિરડાઉ સ્વભાવ ઉપર કાબુ મેળવ્યો.

એક બાનુનો સ્વભાવ બહુ ચિરડાઉ અને ગુસ્સાવાળો હતો. તેણી કેટલીક વખતે એકદમ પોતાનો સ્વભાવ ખોહી દેતી જેથી તેણી બહુ દલગીર થતી હતી. કારણ તેણીને એમ લાગતું હતું કે આવા સ્વભાવથી તેણી સદગુણી બાનુ કહેવાય નહીં. આવું જાણ્યા છતાં પોતાના સ્વભાવ પર કાબુ રાખી શકિત ન હતી. પોતાના આવા સ્વભાવને લીધે તેણી પશ્ચાતાપ કરતી અને ખોદાને બંદગી કરતી હતી, પણ બંદગીપર અને ખોદાપર જે રીતનું યકીન રાખવું જોઇયે તે રીતનું તેણીમાં ન હોવાથી તેણીની બંદગી અને તેણીની કોશેષો નિષ્ફળ નિવડતી હતી. બાનુઓની બંદગીને માટે સભા મળી હતી તે વખતે, તેણીને ખોદાપર અને બંદગીપર પુરતું યકીન રાખવા અને ખોદાને પોતાને સોંપી દેવાને સઘળાંએ તાકીદ કીધી

હતી. તેણીએ એ પ્રમાણે કીધું અને ઘરે જતાં જતાં તેણીએ બંદગી કીધી કે તેણીને ફત્તેહ મળે. તેણી જાણતી હતી કે કુટુંબમાં તેણી વારંવાર ગુસ્સે થતી હતી અને કોઇ પણ રીતે પોતાનો ગુસ્સો અટકાવવાનું તેણી અશકય ધારતી હતી. પણ હવે તેણીએ ખોદાપર ઇતબાર રાખ્યો હતો. તેણી હવે માનતી હતી કે ખોદા સર્વ શકિતમાન છે, અને તેની શકિત આપણી ઉપર રહે છે. ઘર પુગતાં અને પોતાનું બારણું ઉઘાડતાં, તેણીએ જોયું કે તેણીનો નોકર તેણીના આપેલા હોકમથી નાફરમાન થઇ આગળા દાદરેથી પાણીનું વાસણ લઇ જતો હતો. આ ખામોશ કરવાનું તેણીને બહુજ મુશકેલ માલમ પડયું, પણ સૌથી વધારે ખરાબ તો એ થયું કે પેલા નોકરે પોતાની બાઇને આ રીતે ઓચીંતી આવી લાગેલી જોઇ અને પોતાને તેણીના હોક-મથી વિરૂદ્ધ કામ કરતાં જોયો ત્યારે પેલો નોકર એકદમ ગભરાઇ ગયો અને આવા ગભરાતમાં તેના હાથમાંનું પાણીનું વાસણ ઓરડાના ગલીચાપર ઘોળાઇ ગયું. પેલી બાનુ એક બોલ પણ બોલી નહીં પણ પોતાના મનથી ખોદા મને મદદ કર ? ખોદા મને મદદ કર ? કરી બોલવા લાગી. તેણીએ પોતાના સ્વભાવપર કાબુ રાખી સઘળું સાફ સુફ કરાવી નાંખ્યું. બંદગીનાં બળથી આવું શિક્ષણ મળેલું જોઇ, તેણીને પોતાના સ્વભાવ ઉપર કાબુ મેળવવાને પહેલાં અશકય ધારતી હતી તેમ હવે તેણીને લાગ્યું નહીં.

## બીજો દાખલો.

આર. પીયરસન સ્મીથ નામના એક અમેરીકન "Holiness Through Faith" "યકીનથી પવિત્ર થવું" નામનું પુસ્તક લખ્યું હતું જેમાં એક તબીબનો દાખલો આપે છે, જેનો ટુંક સાર નીચે પ્રમાણે છે.

"મારા દુર્ગુણો ઉપર કાબુ મેળવેલા દિવસમાં ઘણીવાર આતુરતાથી બંદગી કરતો હતો, પણ તેથી મારા આત્માને કોઇ રીતની શાંતિ મળતી ન હતી. છેવટે મેં ઠરાવ કીધો કે બંદગી મારફતે ઇશ્વર પાસે શકિત માંગવાને

બદલે ઇશ્વરને આપો ને આપો શરણુ થઇ જઇ તેનેજ મને રક્ષણુ આપવા કહયું. આ વખતે મારા અંતરમાં ઇશ્વરના નીચલા શબ્દો યાદ આવ્યા "આપણો પિતા જે સ્વર્ગમાં છે તે કોઇ રીતે આપણુને લાલચમાં નાખતા નથી પણુ આપણુને બદીમાંથી બચાવે છે કારણુ તેનું સઘળું રાજય છે." આ રીતે જયારે મને ઇશ્વરનો ભેદ પ્રગટ થયો ત્યારે મારા આત્મામાં કેટલો આનંદ ઉભરાઇ આવ્યો? મેં હવે પહેલીજ વખતે જાણ્યું કે તેનીજ શકિતથી રક્ષણુ મળે છે, હવે મને ઇશ્વર પાસે દુર્ગુણુપર કાબુ મેળવવા શકિત માંગવાને માટે કોશેષ કરવાની જરૂર ન હતી. પણુ ઇશ્વરને મેં પોતાને સોંપી દઇ દરરોજ બંદગી કરતો કે "તુંજ મને દુર્ગુણુથી બચાવ કારણુ તુંજ શકિત છે, તારોજ પ્રતાપ છે," આથી મને આનંદ મળતો અને મને રક્ષણુ મળતું હતું."

---

# પ્રકરણ ૪ થું.

—:૦:—

## બંદગીનો જવાબ શા વડે મળે છે.

ગયાં પ્રકરણમાં આપણે સંખ્યાબંધ દાખલાઓ રજુ કરી તપાસ્યા છે કે કોઇક રીતે બંદગીનો જવાબ મળે છે, પણ હવે કુદરતી રીતે આપણને જીજ્ઞાસા થાય છે તે એ કે બંદગીનો જવાબ શાવડે અથવા કેવી રીતે મળતો હશે ?

આપણાં મનની જે મુરાદો હોય છે અને ઇશ્વરના આશીષો મેળવવા માંગ્યે છીયે તે કેવી રીતે મળતાં હશે ? જ્યારે આપણે ખોદા પાસેથી માંગ્યે છીયે ત્યારે આપણા લાભને માટે ખોદા મોજેજા અથવા ચમત્કાર કરે છે ? અથવા તો ઇશ્વરને આ દુન્યા સાથે સંબંધ રાખવાનું કોઇ સાધન છે કે જે વડે જેઓ બંદગી કરી માગે તેઓને સઘળું પુરૂં પાડે છે ? બંદગીના જવાબ વિષે જ્યારે આપણે વિચાર કર્યે છીયે તે વખતે આ સવાલો કુદરતી રીતે આપણા મનમાં આવે છે. એફ. ડબલ્યુ રૉબર્ટસન સવાલ પુછે કે "બંદગી બહારના જગતમાં ફેરફાર કરે છે કે આપણામાં ફેરફાર કરે છે ! શું બંદગી ખોદા ઉપર અસર કરે છે કે આપણા પોતા ઉપર અસર કરે છે ?" આ સઘળાના જવાબમાં જણાવે છે કે બંદગી કાંઇ બહારની જગતમાં અથવા ખોદા ઉપર અસર કરતી નથી પણ બંદગી ખુદ આપણી ઉપર અસર કરે છે અને આપણામાંજ ફેરફાર કરે છે. જે કુટુંબમાં બાળકો માબાપને ફેરફાર કરવા કહે તે અજાયબ જેવું હોવું જોઇયે, અને વધુ અજાયબ જેવું તો એ કે બાળકો કુદરતી રીતે જે મુર્ખાઇ ભરી માંગણી કરે તે સઘળી સ્વિકારવામાં આવે. જો બંદગીનો જવાબ મળતો હોય તો તે એજ છે જે આપણને ખોદાની મરજીને તાબે થવાનું શિખવે છે, અને

આપણી મુર્ખાઇભરી માંગણીઓ ઉપર કાબુ મેળવવા અને ઇશ્વરને આધીન થવા શિખવે છે. જ્યારે કોઇ મુસીબતમાં આવી પડયા હોય, તે વખતે મુસીબતમાંથી મોકળા થવામાં બંદગીનો જવાબ મળેલો કહેવાય નહીં, પણ તે મુસીબતો સામે લડત ચલાવવાને હિંમતવાન થવામાં સમાયલો છે."

કેટલાક વિદ્વાનો બંદગીના જવાબને વિષે ઉપલું મત આપે છે. કેટલાક વિદ્વાનો મત આપે છે કે બંદગીનો ખોદા જવાબ આપે છે એમ માનવું ખોટું છે. બંદગીની માણસનાં મનપર ચોકકસ અસર થાય છે તેનાં બળથી તે ચોકકસ કામ કરે છે તેથી તેને તે બંદગીનો જવાબ સમજે છે. એમ ધારો કે એક માણસ બહુજ મુસીબતમાં હોય છે, પણ તે એમ ધારે છે કે ખોદા તેને મદદ કરશે તેથી તે ખોદા આગળ પોતાનું દુઃખ રડે છે. એમ કરવાથી તેના મનને શાંતિ મળે છે, તેનામાં ધીરજ સબુરી અને હીંમત આવે છે અને પોતાની મુસીબતમાં હીંમતથી કાર્ય કરે છે તેથી તે મુસીબતને સહેલાઇથી મટાડી શકે છે. એમાં ખોદાએ શું કર્યું તે સમજ પડતી નથી. એ મુસીબતમાંથી છુટવાનું કારણ તો ફકત તેની મનની સ્થિતી ફેરવાયાથી થયું.

આવી વિરૂધ્ધ દલીલોને આપણે તપાસી ગયલા દાખલાઓથી સહેલાઇથી તોડી શકયે. ધર્મગુરૂ મી૦ રોબર્ટસન જણાવતો હતો કે "બંદગીથી કાંઇ મુસીબત દુર થતી નથી પણ તે ખમવાને શકિત મળે છે." આ કહેવું આપણે કેટલાક દાખલાથી ખોટું પાડી શકીયે.

આપણે ચિતારાનો દાખલો લઇયે. એ ચિતારો જ્યારે ભુખે મરવાની અણી ઉપર હતો તે વખતે જ્યારે તેણે બંદગી કીધી કે તુરત એક ઉમરાવે આવી મોટી કીંમત આપી ફિરેસ્તાનું ધુળ ખાતું ચિત્ર ખરીદ્યું, અને તેને ન ધારેલી રીતે પૈસા મળ્યા. મી૦ ફ્રેંન્ક અને મી૦ જ્યૉર્જ મુલરને પોતાની

ઍારફનેજ ચલાવવા જ્યારે સઘળું ફંડ ખલાસ થતું ત્યારે બંદગી કરતા કે તુરત પૈસા મળતા હતા. તેઓ કોઇ પાસે પૈસા માગતા હતા નહીં પણ બંદગીનાં બળથીજ પૈસા મેળવતા, આવા ઘણા દાખલા રજુ કરી શકાય. આ દાખલા ઉપરથી પુરવાર કરી શકાય કે બંદગીનો જવાબ મળી શકે છે.

પશ્ચિમ ભણીના કેટલાક જાણીતા વિદ્વાનો જેવા કે પ્રો૦ હકસલી ટીન્ડલ અને સર હેનરી થોમસન બંદગીનો જવાબ જે પ્રમાણે આપણે માન્યે છીએ તે પ્રમાણે માનતા નથી. તેઓ એટલું સ્વિકારે છે કે બંદગીનાં બળથી માણસ સદગુણી બને છે, પણ બંદગીનાં બળથી કુદરતના નેમેલા કાયદાઓ ફેરવાઇ જાય અને પદાર્થમાં ફેરફાર થાય એમ માનવા સાફ ના પાડે છે. તેઓ જણાવે છે કે એમ તો ઘણા સ્વાર્થીઓ બંદગી કરે છે પણ તેઓને બંદગીનો જવાબ મળતો નથી. જો બંદગીનો જવાબ મળતો હોય તો એક અખતરો કરી પુરવાર કરી આપો.

પ્રોફ. ટીન્ડલ અને સર હેનરી થોમસનની આ વિરૂધ્ધ દલીલોનો શાસ્ત્રવિદ્યાથી અને તર્કશાસ્ત્રથી ઉંડાણુથી તપાસશું તો માલમ પડશે કે તેઓની દલીલો ટકી શકિત નથી.

"Contemporary Review" ના જુલાઇ ૧૮૭૨ ના ચોપાનીયામાં સર હેનરી થોમસન અને પ્રોફ. ટીન્ડલ બંદગીનો જવાબ કેવી રીતે મળે છે તે અખતરાથી તપાસ કરવા નીચે મુજબનો એક અખતરો કરવા સૂચવે છે.

બે હોસ્પીટલોના વાર્ડ લઇયે અને એક વૉર્ડ બંદગી કરવાવાળાઓને સોંપ્યે અને બીજો તેવોજ વૉર્ડ મોટા ડાકટરોને સોંપ્યે અને લાંબો વખત તપાસ કર્યે કે પેલા બંદગી કરવાવાળા બંદગીનાં બળથી કેટલા દરદીઓને સાજા કરે છે અને કેટલા મરી જાય છે અને પેલા તબીબોના વૉર્ડમાંથી

કેટલા મરી જાય છે. બન્ને વૉર્ડના મરણ પ્રમાણ સરખાવવાં જોઇયે. અખતરાને સંપુર્ણ બનાવવા દરેક જરૂરજોગી સાવચેતી રાખવી. આવી રીતની સુચના એ નામાંકીત શાસ્ત્રીઓ સુચવે છે.

આ રીતનો અખતરો સુચવવાથી ખુલ્લું માલુમ પડે છે કે આ વિદ્વાનો બંદગીનો જવાબ કેમ મળે છે તે વિષે તદન અજ્ઞાન છે.

એઓએ સુચવેલા અખતરા વિષેનો પહેલો વાંધો તો એ છે કે બંદગી કાંઇ પદાર્થ નથી કે પદાર્થની ઉપર જે પ્રમાણે પ્રયોગો કરવામાં આવે છે તે પ્રમાણે બંદગીપર કરવામાં આવે; બંદગીનો પાયો સદગુણ યાને આપણી મીનોઇ શકિતની ઉપર રચાયલો છે માટે બંદગીનું બળ તપાસવાને એ મીનોઇ શકિત ઉપર પ્રયોગ થવો જોઇયે.

પદાર્થ ઉપર જ્યારે એક રસાયણ શાસ્ત્રીને પ્રયોગ કરવો પડે છે ત્યારે તે પદાર્થ સ્થિતી તેને લગતાં સાધનો, હથીયારો ગરમી ઠંડી વગેરે ઉપર બારીકીથી ધ્યાન પુગાડવું પડે છે, તેજ પ્રમાણે બંદગીનો જવાબ કેવી રીતે મળે છે તે જાણવા સદગુણો અને મીનોઇ શકિતઓ ઉપર બારીકીથી ધ્યાન પુગાડવું પડે છે, પણ અજાયબી એ લાગે છે કે આ વિદ્વાનો એ બાબદો કાંઇ પણ ધ્યાનમાં લેતા નથી.

શું એઓનું એવું કહેવું છે કે દરેક બંદગીનો જવાબ મળવોજ જોઇયે કે? આવું ધારવું વાજબી કહેવાય નહીં. આપણે આપણા અનુભવથી જાણ્યે છીયે કે દરેક બંદગીનો જવાબ મળતો નથી. લોકો ઘણા પણ બંદગી કરે છે પણ તેનો કોઇબી રીતનો જવાબ મળતો નથી કારણ જે રીતે અને જે સાંધનોથી બંદગી કરવી જોઇયે તેવી રીતે થવામાં નહીં આવે તો તેનો જવાબ મળે નહીં. (એ બાબદ હવે પછીનાં પ્રકરણમાં ખુલાસાથી તપાસીશું.)

વળી બધીજ બંદગીનો જવાબ મળે તો દુન્યામાં ઉલટાનું સુલટું અને સુલટાનું ઉલટું થઇ જાય. એક માણુસ વરસાદ આવવા માટે બંદગી

કરે અને બીજો વરસાદ બંધ પડવા બંદગી કરે; એક ઠંડીને માટે બંદગી કરે અને બીજો ગરમીને માટે બંદગી કરે; એક માણુસ ધર્મમાં ફેરફાર કરવા બંદગી કરે ત્યારે બીજો ધર્મને અસલી હાલતમાં રાખવાને બંદગી કરે. હવે જો દરેકની બંદગીનો જવાબ મળે તો ઉલટાનું સુલટું થઇ જાય, માટે આપણી ખાત્રી થાય છે કે દરેક બંદગીનો જવાબ મળતો નથી.

આપણે હવે પછીનાં પ્રકરણુમાં ખુલાસાવાર તપાસીશું કે બંદગીનો જવાબ મેળવવાને માટે ઉત્તમ સદગુણો ખિળવવા જોઇયે અને જ્યાં સુધી બંદગી કરનારના સદગુણો ખિળતા નથી અને મીનોઇ શકિત પ્રગટી નિકળતી નથી, ત્યાં સુધી બંદગીનો જવાબ મળતો નથી,

ઉપલા વિદ્વાનોનો બીજો વાંધો એ છે કે બંદગીથી માણુસના સ્વભાવમાં ફેરફાર થાય છે અને સદગુણી બને છે એ બનવાજોગ છે પણુ બંદગીનાં બળથી શારીરીક ફેરફાર થાય છે એ બનવાજોગ નથી. પ્રો૦ ટીન્ડલ એ વિષે પોતાનું મત આપતાં જણુાવે છે કેઃ—"In its purer forms, prayer hints at disciplines which few of us can neglect without moral loss;—it may strengthen the heart to meet life's losses......................no good can come of giving it a delusive value, by claiming for it a power in physical nature." આનો સાર એ થાય છે કે સારી રીતે કરવામાં આવતી બંદગી આપણામાં સદગુણો વધારે છે. આપણી જીંદગીમાં આવતી મુસીબતો ખમવાને આપણુને શકિત મળી શકે છે, પણુ બંદગી શારીરીક બાબતમાં યાને પદાર્થ ઉપર શકિત ધરાવે છે એમ સ્વિકારવું ફાયદાકારક નથી. આ વિદ્વાન આવી રીતે પોતાનું મત આપી પોતાનું કેવું અજ્ઞાનપણું જાહેર કરે છે. બંદગી એક જાતની મનશકિત છે અને આપણી મનશકિત પદાર્થની ઉપર કેટલું બળ ધરાવે છે તે

આપણે હવે સારી રીતે સમજ્યે છીયે. આપણી મનશક્તિ આપણું શરીર જે પદાર્થનું બનેલું છે તેમાં કેટલો ફેરફાર કરી નાંખે છે તે અનુભવથી જાણ્યે છીયે. દલગીરી ભરેલી મનશક્તિ તેમાં દરદો પેદા કરે છે અને મનની સારી સ્થિતી શરીરને તંદરોસ્ત બનાવે છે. વળી મનશક્તિથીજ પદાર્થનો જુદી જુદી રીતે ઉપયોગ કરી તેમાં ફેરફાર કરી શકયે છીયે, પાણીને વરાળ બનાવી યંત્રો ચલાવી શકયે છીયે. જો આત્મવિદ્યાના ફીલસુફનું મત લખ્યે તો તે વિદ્વાન ટીન્ડલના મતથી વળી ઉલટુંજ મત આપશે. "A metaphysical Philosopher might indeed exactly revers the statement, with much greater pluasibility. He might affirm that, knowing from constant experience the power of free will over the laws of matter, and the ease with which it can overrule, or combine, or counterbalance them, to work out its own results, he was ready to concede that prayer might lead God to produce physical effects; but that the real difficulty lay in understanding how God could answer prayer by producing mental and moral changes, where he would have to deal, not with dead matter but with living spirits; not with necessitated forces, but with freedom itself." આનો સાર એ થાય છે કે "આત્મવિદ્યાનો ફીલસુફ રસાયણીક શાસ્ત્રીનાં મતથી તદન ઉલટુંજ મત આપશે અને તે વળી વધારે ખરૂં લાગે તેવું માલમ પડશે. તે ખાત્રીથી કહી શકે કે મરજીના બળથી પદાર્થના કાયદાઓ ઉપર ફેરફાર કરી શકાય છે, પદાર્થને કેવી રીતે બીજા સાથે સંબંધમાં લાવી શકાય છે, અને તેથી ચોકકસ પરીણામ કેવી રીતે લાવી શકાય છે તે

અનુભવથી જાણ્યા પછી તે માનવાને તૈયાર થાય છે કે બંદગીનાં બળથી ખોદા પદાર્થમાં ફેરફાર કરી શકે, પણ તેને સમજવાની જે ગુંચવણ પડે તે એજ કે બંદગીનાં જવાબમાં ખોદા એક માણુસની મનની સ્થિતીમાં અને સ્વભાવમાં કેમ ફેરફાર કરી શકે. આ બાબદમાં કાંઇ ખોદાને નિર્જીવ પદાર્થ સાથે કામ કરવાનું નથી, પણ આત્મીક ચીજ સાથે કરવાનું છે; કોઇ ચોકકસ નિયમીત બળો સાથે નહીં પણ ખુદ મરજીનાં બળ સાથે."

જ્યારે હાલના રસાયણ શાસ્ત્રીઓ પદાર્થમાં ફેરફાર કરી શકે છે ત્યારે ખોદા પદાર્થમાં ફેરફાર ન કરી શકે એમ કહેવું વાજબી લાગતું નથી, પણ આત્મવિદ્યાના ફીલસુફના મત પ્રમાણે બંદગીનાં બળથી માણુસના સદગુણમાં યાને માણુસની મરજીનાં બળમાં કેમ ફેરફાર થઇ શકે તે સમજવાને વધારે મુશકેલી પડે છે. હાલના કેટલાક શાસ્ત્રીઓ બીજો વાંધો ઉઠાવે છે તે એ કે ખોદાએ આખી જગત ચોકકસ કાયદાઓથી બનાવી છે અને કુદરતના ચોકકસ કાર્યો ખોદાએ નેમેલા ચોકકસ દાખલાઓથી થાય છે. હવે બંદગી કરનારની મતલબને વાસ્તે વારેઘડીએ નેમેલા કાયદાઓ ફેરવાય એ બનવાજોગ નથી; તેથી એવી રીતે બંદગીનો જવાબ મેળવી શકાય નહીં. આવી દલીલ પણ ટકી શકે એમ લાગતું નથી; કારણ ખોદાએ જો અગાઉથી ચોકકસ બનાવો ગોઠવી રાખ્યા હોય અને ચોકકસ કાયદાઓ નેમી રાખ્યા હોય તો પછી ખોદાએ બંદગીના જવાબને માટે પણ ચોકકસ કાયદાઓ અગાઉથી ગોઠવી રાખ્યા હોય અને બંદગીના જવાબો પણ ચોકકસ કાયદાથી મળવા જોઇયે તેથી બંદગીનો આપણુને જે રીતે જવાબ મળે તે કાંઇ અકુદરતી રીતે અથવા નેમેલા કાયદાનો ભંગ થઇ મળતો હોય એમ પુરવાર થતું નથી.

બંદગીનો જવાબ કુદરતી કાયદાને અનુસરી કેવી રીતે મળે છે તે વિષે નામાંકિત ગણિતશાસ્ત્રી યુલર (Euler) જરમનીની એક શાહજાદી ઉપર

ચાસ્ત્રવિદ્યાની બાબદ ઉપર નીચે પ્રમાણે એક કાગળમાં પોતાના વિચાર જણાવ્યા હતા.

"When God established the course of the universe, and arranged all the events that must come to pass in it, he paid attention to all the circumstances which should accompany each event, and particularly to the dispositions, desires and prayers of every intelligent being; and the arrangement of all events was disposed in perfect harmony with all these circumstances. When, therefore, a man addresses to God a prayer worthy to be heard, that prayer was already heard from all eternity; and the Father of mercies arranged the world-expressly in favour of that prayer, so that the accomplishment should be at consequence of the natural course of events. It is thus that God answered the prayers of men without working a miracle."

આનો સાર એ છે કે "જ્યારે ખોદાએ જગત પેદા કરવાની યોજના ઘડી, અને બનવા જોઈતા દરેક બનાવોની ગોઠવણ કીધી ત્યારે દરેક બનાવો ચોક્કસ સ્થિતિમાં કેમ બનવા જોઇયે તે ઉપર ધ્યાન પુગાડ્યું હતું, મુખ્ય કરી બુદ્ધિમાન માણસનો સ્વભાવ, ઇચ્છા અને બંદગી ચોક્કસ હાલતોને અનુસરી કેમ થવી જોઇયે તે ઉપર ધ્યાન પુગાડ્યું હતું. તેથી જ્યારે એક માણસ ખોદાને સાંભળવા લાયક બંદગી કરે છે ત્યારે તે બંદગી અનંતકાળ અગાઉથી સંભળાઈ હોય છે, અને આપણા સર્વ કૃપાળુ ઇશ્વરે તે બંદગીને

ખાસ અનુસરી દુન્યાને તે રીતે ગોઠવી હોવી જોઇયે, કે જેથા કુદરતના કાયદાને અનુસરીનેજ તે બંદગી ફળીભુત નિવડે છે. આ રીતે કાંઇ પણ મોજેજો અથવા ચમત્કાર કર્યા વગર ખોદા માણસોની બંદગીનો જવાબ આપે છે."

કેટલાક વિદ્વાનોએ જે તકરાર અને ગુંચવાડો પેદા કીધો તેનું કારણ એ કે તેઓ બંદગી કેવું બળ ધરાવે છે તે જાણતા નથી, અને બંદગીનો જવાબ શા વડે અને કેવી રીતે મળે છે તે જાણતા નથી, માટે આપણે પહેલાં બંદગીનો જવાબ શાવડે અને કેવી રીતે મળે છે તે નક્કી કરવું જોઇયે. બંદગીના મળેલા જવાબોની તપાસ કરીશું તો માલમ પડશે કે કેટલાકોને બંદગીનો જવાબ પોતાના અંતરમાંથી મળતો માલમ પડે છે, કેટલાકોને કોઈ રીતની આગાહી અથવા બસારતથી અથવા સ્વપના મારફતે માલમ પડે છે. કોઇને વળી કોઈ ફરેસ્તા અથવા દેવતા મારફતે મળે છે, વળી બીજાઓને ઇશ્વરની કૃપાથી ખુદ ગાણસો તરફથીજ મદદ મળે છે.

આપણે પહેલાં જાણવાનું છે તે એ કે ઇશ્વરને અને આપણા વચ્ચે કોઇક રીતનો સંબંધ હોવો જોઇયે જે વડે આપણે આપણી સ્થિતિ ઇશ્વરની જાણમાં લાવી શકીયે. આપણે સાધારણ રીતે જાણયે છીયે કે આપણે ઇશ્વરનાં સ્વરૂપ છીયે, આપણો આત્મા છે તે ઇશ્વરના અંશનો બનેલો છે. ત્યારે આપણો આત્મા જે ઇશ્વરનું અંશ છે તે મારફતે આપણને સેહેલાઇથી જવાબ મળી શકે છે. ઇશ્વર અને ઇશ્વરનું અંશ બન્નેને આપણા આત્મા સાથે નિકટ સંબંધ હોય છે. આપણે પહેલાં પ્રકરણમાં બંદગીનો અર્થ તપાસી ગયા છીયે જેથી આપણે જાણ્યું છે કે આપણા આત્માને ખોદાના સંબંધમાં લાવવો તે બંદગી છે અને તેથીજ બંદગીનો જવાબ આત્મીક શકિત હોવી જોઇયે. સાધારણ રીતે જેઓને બંદગીનો જવાબ મળતો નથી તેનું કારણ એજ કે તેઓ બંદગીમાં આત્મ શકિતનો ઉપયોગ કરતા નથી, પણ ફકત મન-

શકિતનો ઉપયોગ કરે છે, જેથી બંદગીનો જવાબ મળતો નથી, પણ જ્યારે મનને તદ્દન સ્થિર બનાવ્યે છીયે, જ્યારે ઇશ્વર તરફ પુખ્ત ભકિતભાવ ઉત્પન્ન થાય છે, જ્યારે આપણી એકાગ્રહતા સંપુર્ણ થાય છે અને બહારની ચીજો તરફ આપણું ભાન રહેતું નથી, અને બહારની ચીજો આપણાં મનને ચકભ- મ બનાવી શકતી નથી, આવી રીતે જ્યારે મન સ્થિર થાય છે અને ખુદ આપણે આપણા આત્મામાં જઇ શકીયે છીયે, ત્યારે આપણી બંદગી આત્મ શકિતથી ઉત્પન્ન થાય છે. આવી હાલતમાં મન સ્થિર થઇ ગયલું હોય છે, ત્યારે તે કાંઇ બીજું કાર્ય કરતું નથી. તે આપણને અડચણ કરતું નથી. બંદગી કરતાં જે હરકત આપણને નડે છે અને આપણું ધ્યાન રહેતું નથી તે આપણાં મનથીજ, પણ જ્યારે પુખ્ત ભકિતભાવ ઉત્પન્ન થાય છે અને એકાગ્રહ ચિત્ત થાય છે ત્યારે કુદરતી રીતે મન સ્થિર થાય છે. ત્યારે આપણે સમાધીમાં આવી શકીયે છીયે. યોગીઓ બંદગી બડબડતા નથી પણ બંદગી સમાધી મારફતે કરે છે. આજ રીતે આત્માને ઇશ્વરના સંબંધમાં લાવી શકયે છીયે અને બંદગીનો જવાબ મેળવી શકીયે છીયે. જે પ્રમાણે સિતાર અથવા દિલરૂબા જેવાં વાજીંત્ર તપાસશો તો તેમાં માલમ પડશે કે કેટલાક તારો હોય છે. દીલરૂબામાં ગાયણ વજાડવામાં આવે છે તે તો ફકટ એકજ તાર ઉપર, પણ જ્યારે આ આગળના તારપર " સા " વજાડવામાં આવે છે ત્યારે પાછલનો તાર જે " સા " ના સુરપર ચઢાવવામાં આવ્યો હોય છે તે પોતાની મેળે વાગે છે. યાને જો એક વાજીંત્રમાં બે તારને બરાબર એકજ સુર ઉપર ચઢાવ્યા હોય અને જો આ બે તારમાંનો ફકટ એકજ તાર વજાડ- વામાં આવે છે તો બીજા તારમાંથી પોતાની મેળે તેવોજ અવાજ નિકળે છે. એજ પ્રમાણે બંદગીમાં પુખ્ત ભકિતભાવથી આત્માને ખુબ સુર ઉપર ચઢા- વ્યે છીયે અને આ રીતે જ્યારે આત્મા મીનોઇરૂપ ધારણ કરે છે ત્યારે તે ઇશ્વરનો પડઘા મેળવવાને શકિતવાન થાય છે.

વળી કેટલાક ધર્મોમાં ઇશ્વરની બંદગી સાથે કેટલાક દેવતાઓ અને ફિરેસ્તાઓની બંદગી કરવા ફરમાવ્યું છે. જુદા જુદા દેવતાઓ અથવા ફિરેસ્તાઓ અથવા યજદો જુદી જુદી શકિતઓ ધરાવે છે અથવા તો ખુલાસાથી બોલ્યે તો માણસ જાતનાં રક્ષણને માટે ઇશ્વરે જુદી જુદી શકિતઓ પેદા કરી છે જેને આપણે જુદા જુદા દેવતાઓ અથવા યજદોને નામે ઓળખ્યે છીયે. આ જુદી જુદી શકિતઓ તરફથી જુદી જુદી બાબદોમાં રક્ષણ મેળવી શકયે છીયે.

જ્યારે કોઇ માણસ ચોક્કસ બાબતમાં રક્ષણ માંગે છે અને તેને માટે બંદગી કરે છે, અને આ રીતે દિવસો સુધી બંદગી કરી પોતાના આત્માને ચોક્કસ સુર ઉપર ચઢાવે છે કે જે સુર અથવા શકિત તે બાબદને લગતા દેવતા અથવા યજદમાં હોય છે ત્યારે તે બંદગી કરનારનું તે દેવતા અથવા યજદ તરફ આકર્ષણ થાય છે અને તેનાથી રક્ષણ મેળવી શકે છે. ઘણીક વખતે જ્યારે આપણું મન સ્થિર રહેતું નથી ત્યારે કેટલાક દીવસો ચાલુ બંદગી કરી આપણો સુર "પેલા યજદ અથવા દેવતાના સુર" સાથે મેળવવો પડે છે ત્યારેજ તે દેવતાનું રક્ષણ મેળવી શકાય છે. જેઓ ઘણી પવિત્ર જીંદગી ગુજારે છે અને જેઓમાં ભકિતભાવ ઘણો હોય છે તેઓ બંદગીની વખતે પોતાનો "સુર" આ દેવતા સાથે બહુ જલદીથી મેળવી લે છે પણ જેઓમાં પુરતી પવિત્રાઇ અને ભકિતભાવ હોતો નથી તેઓને ઘણાક દિવસો બંદગી કરવી પડે છે. જે પ્રમાણે વાજીંત્રનો એક તાર બહુ ઢીલો હોય છે અને બીજા તારના સુર ઉપર ચઢાવવો પડે છે ત્યારે પેલો ઢીલો તાર જ્યાં સુધી બીજા તારના સુર ઉપર ચઢતો નથી ત્યાં સુધી પેલા તારની ચાવી ફેરવી ફેરવીને ઉપર ચઢાવવામાં આવે છે, તેજ પ્રમાણે જ્યાંસુધી આપણો આત્મા ચોક્કસ સુર ઉપર ચઢતો નથી, ત્યાં સુધી બંદગીનો જવાબ મળતો નથી. ઘણા ખરા ધર્મોમાં જુદી જુદી બાબદો ઉપર જુદા જુદા દેવતાઓ નેમેલા જણાવવામાં આવ્યા છે અને તેઓની

ભકિત અથવા આરાધના કરવાને માટે ફરમાવ્યું છે કે જેઓની મદદથી આપણને રક્ષણ મળે છે યાને બંદગીનો જવાબ મળે છે.

અહિંયાં એ દેવતા અથવા યજદો કોણ છે અને કેવી રીતે તેઓથી રક્ષણ મળે છે તે જાણવું અવશ્યનું છે.

મનુષ્ય જાતનાં રક્ષણને માટે ઇશ્વરે ચોક્કસ ચોક્કસ શકિતઓ પેદા કીધી છે જેઓને આપણે જુદા જુદા દેવતા અને યજદોને નામે ઓળખ્યે છીયે. આ શકિતઓ રાત દિવસ માણસનાં રક્ષણને માટે કોશેષ કરે છે, જેઓ કુદરતના ચોક્કસ નિયમો સાચવે છે, અને તેને અનુસરીને ચાલે છે, તેઓ આ દેવતા અથવા યજદોનું રક્ષણ મેળવી શકે છે.

શરીરનાં રક્ષણને માટે જુદોજ દેવતા અથવા યજદ કાર્ય કરે છે, સંસારી સુખને માટે વળી જુદોજ દેવતા મવકુલ છે. દોલતને માટે વળી જુદોજ દેવતા, અશોઇ અને પવિત્રતાઇને માટે વળી જુદોજ દેવતા અથવા યજદ હોય છે. આ દેવતાઓને જુદા જુદા ધર્મમાં જુદાં જુદાં નામથી ઓળખવામાં આવે છે. આ દેવતાઓ માણસરૂપી હોતા નથી પણ શકિતરૂપી હોવાથી સર્વ રૂપમાં હાજર રહી શકે છે અને સર્વને રક્ષણ આપી શકે છે. સર્વ માણસ સાથ આ દેવતાઓની શકિત રહે છે પણ જેઓ તેનો ઉપયોગ કરે છે તેઓનેજ રક્ષણ મળી શકે છે. જે ચીજ મેળવવા એક માણસ રાત દિવસ દરેક રીતની પ્રમાણીક કોશેષ કરે છે અને મદદને માટે ખરા ભકિતભાવથી બંદગી કરે છે ત્યારે તે માણસ તે ચીજ ઉપર મવકલ થયલા દેવતાના કુદરતી રીતે આકર્ષણમાં આવે છે અને તે માટેની મદદ મેળવી શકે છે.

બંદગીનો જવાબ શાવડે મળે છે તે બરાબર જાણવા આ બાબદ ખુબ ધ્યાનમાં રાખવાની જરૂર છે. કેટલાકો બંદગી કરતી વખતે ઇશ્વરને આકાશમાં

શોધતા હોય તેમ કોશીષ કરે છે અથવા તો કુદરતમાં શોધતા હોય એમ જણાય છે. આ કોશીષ ફાયદાકારક નથી. ઇશ્વર સર્વવ્યાપક છે. ઇશ્વર સર્વ ઠેકાણે હાજર છે. ખુદ આપણો આત્મા તે ઇશ્વરનું અંશ છે. તેથી ખુદ આપણામાં પણ ઇશ્વર સમાયલો છે માટે ઇશ્વરને આપણા આત્મામાં શોધવો જોઇયે. એક કવી ઇશ્વરની શોધમાં નિકળ્યો અને ઇશ્વરને દરેક ઠેકાણે શોધ્યો પણ મળ્યો નહીં, આખરે તેને ઇશ્વર પોતાના અંતરમાં માલમ પડયો. માટે આપણો આતમા જે ઇશ્વરનું અંશ છે તેમાંજ ઇશ્વર સમાયલો છે અને તેમાંજ ઇશ્વરને શોધવો જોઇયે. જેઓને બંદગીનો જવાબ અંતરમાંથી મળે છે તેઓને આ પોતામાં છુપાયલા ઇશ્વર તરફથીજ મળે છે. માટે જેઓ ઇશ્વરને પોતાના અંતરમાં છુપાયલો માને છે તેઓને બંદગીનો જવાબ અંતરમાંથી જલદી મળી શકે છે.

આપણે આગળ જાણી ગયા તેમ કેટલીક વખતે બંદગીનો જવાબ સ્વપના મારફતે ઉંઘમાં મળે છે, તેનું કારણ એજ કે જયારે માણસ ખુબ મુસીબતમાં આવી પડે છે ત્યારે તેનું મન આકુળવ્યાકુળ થઇ જાય છે, મન સ્થિર રહી શકતું નથી અને ચાલુને ચાલુ બંદગી કર્યા કરે છે, તેથી મનની ખરાબ સ્થિતિને લીધે જાગૃત અવસ્થામાં બંદગીનો જવાબ મળતો નથી પણ જયારે તે માણસ ઉંઘમાં પડે છે અને તેનું મન શાંત થાય છે, ત્યારે બંદગીનો જવાબ અંતરમાંથી સ્વપના મારફતે મળે છે. માટે બંદગીનો જવાબ સહેલાઇથી મેળવવા માટે રાતના ઉંઘવા જતી વખતે ખરા ભકિતભાવથી બંદગી કરી ઉંઘી જવું જેથી ઉંઘમાં જલદી જવાબ મેળવી શકાશે.

કેટલીક વખતે એક માણસ ચોકસ બાબદમાં મદદ મેળવવા ખુબ બંદગી કરે છે જેથી અણદીઠ રીતે કોઇ માણસ તરફથી મદદ મળે છે. આમ થવાનું કારણ એજ કે દરેક માણસનો આત્મા એ ઇશ્વરનો અંશ છે અને દરેકમાં

સરખો છે પણ બહારથી આપણે જુદા માલમ પડયે છીયે. હવે દરેક માણુસનો આત્મા બીજા માણુસનાં આત્મા સાથે આકર્ષણ ધરાવે છે. જ્યારે કોઇ માણુસ ચોકકસ રીતની મદદ મેળવવા રાત દિવસ બંદગી કરે છે ત્યારે તે માણુસની આસપાસ તે બંદગીનું બળ તૈયાર રહે છે અને તેવામાં જો કોઇ બીજો માણુસ તેના સમાગમમાં આવે છે અને તે મદદ કરવાને શક્તિ ધરાવતો હોય છે તો બીજાઓનો આત્મા અણદીઠ રીતે એક એક તરફ આકર્ષણ પેદા કરી પેલા માણુસ મારફતે મદદ કરાવે છે. આપણો આત્મા ઇશ્વરી અંશનો બનેલો હોવાથી તેમાં સર્વ રીતની શકિતઓ છુપાઇ રહેલી હોય છે. આત્મા સર્વ ચીજ જાણી શકે છે. તેથી કેટલીક વખતે એક માણુસ ચોક્કસ મદદ મેળવવા ખુબ બંદગી કરી આત્મશકિતને જાગૃત કરે છે ત્યારે આત્મશકિતનાં બળથી તે માણુસને કોઇ લાયક માણુસના સમાગમમાં આકર્ષણ થઇ આવે છે, અને પોતાને જોઇતી મદદ મેળવી શકે છે. જ્યારે કોઇ પરગજુ માણુસ રાત દિવસ બીજાને મદદ કરવા ઇંતેજાર હોય છે, અને બીજો માણુસ રાત દિવસ કોઇક રીતની મદદ મેળવવા બંદગી કરતો હોય છે ત્યારે આ બન્ને માણુસો આત્મબળથી અણદીઠ રીતે એકએકને પિછાણી લઇ અને જો એકએક તરફ લાગણી થાય છે તો તેઓ તરફ આકર્ષણ ઉત્પન્ન થાય છે અને પછી તેઓ એકમેકના સમાગમમાં આવે છે, એકમેક તરફ મિત્રાચારી અને પ્રેમ ઉત્પન્ન થાવ છે, અને એકમેકને પોતાની બનતી મદદ આપે છે. આ રીતે તેઓની બંદગીનો જવાબ મળે છે.

આપણે આ પ્રકરણ મારફતે બંદગીનો જવાબ શાવડે મળે છે તે ટુંકમાં જાણ્યું છે, હવે બંદગીનો જવાબ કેમ મેળવવા તે જાણવું જોઇયે. તે જાણવાને માટે પહેલાં બંદગી શું બળ ધરાવે છે તે જાણવાની જરૂર છે. માટે આપણે હવે જે બાબદ હાથ ધરીશું તે બંદગી કેવું બળ ધરાવે છે તે હોવી જોઇએ.

આ પ્રકરણ વડે આપણે જાણ્યું છે કે બંદગીનો જવાબ આપણો આત્મા જે ઇશ્વરનું અંશ છે તે મારફતેજ અને તેની શકિતથીજ મળે છે, માટે બંદગી કરનારે પોતાની બહાર ઇશ્વરને શોધવાની જરૂર નથી. પણ ખુદ પોતાની અંદર શોધવો જોઇયે. જેથી બંદગીનો જવાબ પોતાના અંતરમાંથી સેહેલાઇથી મેળવી શકાશે.

---

# પ્રકરણ ૫ મું.

## બંદગીનું બળ હાલની વિદ્યાઓને આધારે.

More things are wrought by prayer
Then this world dreams of. Wherefore let thy voice
Rise like a fountain for me night and day.

TENNYSON.

"આપણે સ્વપનામાં પણ ધાર્યે નહીં એટલાં કાર્યો બંદગીથી થાય છે. માટે ચાલુ વહેતા ઝરાની માફક રાત દિવસ બંદગી કરજે."—**ટેનીસન.**

આપણે કેટલાક સત્તાવાર દાખલાઓ તપાસી ગયા છીયે જે વડે આપણને માલમ પડયું છે કે બંદગીનું બળ ઘણું મોટું છે. બંદગીનાં બળવડે વરસાદ પાડી શકાય છે, લખ્ખો રૂપીયાનાં મોટાં ધર્મ ખાતાં ચાલી શકે છે, બંદગીનું બળ જો દુર્ગુણી માણસ ઉપર વારંવાર ફેંકયું હોય તો સદગુણી બને છે, તેની ચાલચલણ આપણે સુધારી શકયે છીયે. બંદગીનાં બળથી દુ:ખ દરદો સાજાં થાય છે, કોઇપણ રીતની મુશકેલીમાં બંદગીનાં બળથી જોઇતી મદદ મેળવી શકાય છે, ચોકસ મંડળો ઉભાં કરી ભેગી બંદગીનાં બળથી સંસારી, સરકાર દરબારી, અને ધર્મ સંબંધી ફેરફાર કરી શકાય છે, એમ આપણે સત્તાવાર દાખલાઓથી પુરવાર કરી આપ્યું છે, જેથી હવે ખાત્રીપૂર્વક કહી શકાય કે બંદગી ઘણું મોટું બળ ધરાવે છે. ત્યારે એ બળનો સારી રીતે ઉપયોગ કરવા માટે એ બળ કયા તત્વોનું બનેલું છે અને કેવી રીતે પોતાનું કાર્ય અણદીઠ રીતે કરે છે તે જાણવું અવશ્યનું છે.

સાધારણ રીતે તપાસતાં બંદગીમાં આપણી બે શકિતઓનો ઉપયોગ થાય છે. એક તો મનશકિત અથવા વિચારશકિત અને બીજી વાચા શકિત

અથવા આપણા અવાજની શકિત છે. ખુલ્લી રીતે બોલ્યે તો બંદગીમાં ચોક્કસ વિચારો ચોક્કસ મનશકિત અથવા અર્થથી શબ્દો મારફતે જાહેર કર્યે છીયે. માટે બંદગીમાં સમાયલી અણુદીઠ શકિતઓ જાણવા અને એ શકિતઓથી બંદગીનો જવાબ મેળવવાને માટે અણુદીઠ રીતે એ શકિતઓ કેમ કાર્ય કરે છે તે વિષે જ્ઞાન મેળવવા બંદગીનાં બળની હાલની મનશકિતને લગતી અને અવાજ વિધાને લગતી શોધોને આધારે તપાસ કરવી જોઇયે.

પહેલાં મનશકિત અથવા વિચારશકિત કેટલું બળ ધરાવે છે તેની તપાસ કર્યે. આ બાબદ પુરતા ખુલાસાથી મારાં પુસ્તકો "ગુપ્ત મન શકિતની મહાન શોધો" અને "The Greatest Discovery of Psychology" માં જણાવી ગયો છું તેથી અહિંયા એ બાબદ ટુંકમાં રજુ કરીશ.

કેટલાક વિદ્વાનોએ પ્રયોગોથી અને યંત્રોવડે પુરવાર કીધું છે કે આપણી મનશકિત ચોક્કસ રીતનું બળ અથવા ગતી (Force) ધરાવે છે.

આપણી મનશકિત બળ ધરાવે છે તેના થોડાક પુરાવા તપાસીશું. આપણા ચોક્કસ વિચારો તથા લાગણીઓ આપણા મિત્ર અથવા બેશી ઉપર સેંકડો માઇલના તફાવત છતાં, તેવાજ વિચાર તથા લાગણી અણુદીઠ રીતે ઉત્પન્ન કરે છે, જેને Telepathy કહે છે. એટલે એક મન બીજાંનાં મન ઉપર દુરથી પોતાની અસર કરે છે, જેમ તાર વગરના હાલના વિજળીના સંદેશા એક દેશમાંથી બીજા દેશમાં મોકલવામાં આવે છે.

આવા પ્રયોગોના સત્તાવાર પુરાવા "Review of Reviews" નામના ચોપાન્યાંમાં અને બીજે ઠેકાણે આવી ગયા છે. આપણે સાધારણ રીતે અનુભવ્યું છે કે જયારે પોતાના છોકરાં બહારગામમાં આફતમાં અથવા દુઃખમાં હોય છે ત્યારે તારનો સંદેશો મળે તે અગાઉ કેટલીક માતાને ખબર પડે છે કે છોકરાં ઉપર કાંઇપણ દુઃખ છે, એવી લાગણી તે વખતે થાય છે.

તેજ પ્રમાણે એક મહોરદાર પોતાના ભરથાર દુર દેશમાં માંદગી અથવા દુઃખ ભોગવે છે તો તે તારના સંદેશાથી ખબર મળે તે અગાઉ વિચારશક્તિનાં બળથીજ જાણી શકે છે. આવા હજારો દાખલા જણાયલા છે.

મનના એવા ચમત્કાર ઉપરથી આપણે એવાં અનુમાન ઉપર આવ્યે છીયે કે, આપણે જ્યારે વિચાર કર્યે છીયે ત્યારે તે વિચાર એક શકિત અથવા બળ (Force) ના જોરથી બહાર પડે છે, જે હવામાંથી યાને (Ether) "ઇથર" નામની હવાથી પણ બહુજ સુક્ષમ પદાર્થમાંથી પસાર થઇ બીજાનાં મન ઉપર અસર કરે છે, જે પ્રમાણે "Wireless Telegraphy" તાર વગરના વિજળીક સંદેશા એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે તેમ. વળી મનશકિત અથવા વિચારશકિત બળ (Force) ધરાવે છે એમ એક યંત્ર ઉપરથી પુરવાર થાય છે. D' Odiardi અને Baradue નામના બે ફ્રેંચમેનોએ એક યંત્રની શોધ કીધી છે. એક અમેરીકને પણ અગાઉ એવું યંત્ર બનાવ્યું હતું. આ યંત્ર એક માણસમાં વિચારશકિત કેટલી બળવાન છે તે દેખાડી આપે છે. એ યંત્રમાં એક નાની સોય જેવો સળિયો કાચના વાસણમાં ટાંગવામાં આવે છે. એક માણસ આ સાથે કાંઇપણ શરીરનો સંબંધ રાખ્યા વગર દુરથી તેની ઉપર પોતાની વિચારશકિત અથવા ઇચ્છાશકિતના બળથી થોડો વખતનજર ફેંકે છે, તો પેલો લોખંડનો બારીક સોય જેવો સળિયો હાલે છે. જો એક માણસ નબળી ઇચ્છાશકિત (Will) અથવા નબળી દેહનો અથવા નબળા જુસ્સાનો હોય છે, તો આ યંત્રમાં કાંઇપણ હિલચાલ કરી શકતો નથી. જેમ જોરાવર મનશકિતનો માણસ હોય છે તેમ હિલચાલ સારી રીતે થાય છે. સાધારણ માણસને આ અખતરો પુરતી સાબેતી આપે છે કે મનશકિત અથવા વિચારશકિત એ એક વિજળીક અથવા લોહચુંબીક Electricity or Magnetism ના જેવુંજ બળ છે. ફીલાડેલફીયાનો વિદ્વાન જે. ડબ્લ્યુ. કીલી જણાવે છે કે "મનશકિતનું બળ કાંઇ વિજળીક અથવા લોહચુંબીક નથી પણ Etheric "ઇથરીક" યાને

સૌથી સુક્ષ્મ પદાર્થનું બનેલું છે જે જ્ઞાનતંતુમાંથી ઉત્પન્ન થાય છે. વિજળીક અને લોહચુંબીક ઝડપ આ "ઇથરીક" પ્રવાહ આગળ ચપળતામાં કાંઇ બિસાદ વગરની છે. એ વિદ્વાનનું કહેવું જ્યારે એક મન બીજાં મન ઉપર દુરથી કેમ અસર કરે છે તે તપાસ્યે છીયે ત્યારે બરાબર લાગે છે. જો તાર વગરનો વિજળીક સંદેશો એક શહેરથી બીજે શહેર મોકલવો હોય તો મોટા સાંચાઓ, એનજીનો, બેટરીઓ બનાવવી પડે છે કે જેથી મોટો વિજળીનો જથ્થો બની શકે છે, જયારે એક મિત્ર પોતાના દુરના મિત્રના મન ઉપર ફકત પાંચ મીનીટ પોતાનું મન એકાગ્રહ કરી સંદેશો મોકલાવી શકે છે. મનથી મોકલાવેલા સંદશાની ઝડપ અથવા વિચાર શકિતની ઝડપ વિજળીથી વધારે શ્રેષ્ટ છે. જો આપણે વિજળીક ઝડપ સાથે વિચારશકિતની ઝડપ સરખાવ્યે તો આપણી પૃથ્વીના એક નાકેથી બીજે નાકે એટલે ૧૨,૦૦૦ માઇલને તફાવતે એ વિચાર એક પળના $\frac{૧}{૧૦}$ ભાગમાં જઇ શકે છે. આપણી બળવાન મનશકિત પોતાનું બળ દેખાડતી નથી કારણ તે અણદીઠ રીતે પોતાનું કાર્ય કરે છે અને આપણે તેને કાબુમાં રાખી શકતા નથી. આપણામાંના કેટલા ફકટ પાંચ મીનીટ પોતાનો વિચાર એકજ બાબદપર એકત્ર કરી શકે છે? જયારે આપણે વિચાર શકિતને એકત્ર કરી શક્યે છીયે ત્યારેજ વિચાર શકિત કેટલી બળવાન છે તે માલમ પડે છે. જેમ સુર્યનાં કિરણો પંથરાઇ ગયલાં હોવાથી તેમાં તેજી બાળી નાખે તેવા અગ્નીનો ગુણ માલમ પડતો નથી, પણ જયારે દુરબીનનો કાચ લઇ એ પંથરાઇ ગયલાં કિરણને એકઠાં કર્યે છીયે ત્યારે જો રૂ અથવા કાગળ તેની નીચે મુકયે તો તુરત બળી જાય છે, તેમજ વિચારશકિતને એકજ બાબદમાં એકત્ર કરવામાં આવે છે ત્યારેજ તેનું બળ માલમ પડે છે.

પ્રિય વાંચનાર ! બે ઘડી ખ્યાલ કર કે જયારે આપણી ફકત વિચાર-શકિત વિજળી કરતાં બળવાન છે અને જો ફકત વિજળીનાં બળની માફક

ગણુત્રી કર્યે તો આપણે જાણ્યું તેમ એક પળના ૧/૯ ભાગમાં પૃથ્વીના એક નાકેથી બીજે નાકે જઇ શકે છે ત્યારે બંદગીનું બળ કેટલું બળવાન હોવું જોઇયે ? બંદગી કાંઇ સાધારણ વિચારશકિત અથવા મનશકિત નથી ; પણ આત્મશકિત છે, જે વિચારશકિત કરતાં વધારે બળવાન છે. ત્યારે બંદગીનુ બળ કેટલું બળવાન હોવું જોઇયે, અને એ વડે એક પળમાં પૃથ્વીમાં કેટલો ફેરફાર કરી નાખી શકાય છે. બંદગીનાં બળથી પૃથ્વીનો આવો ફેરફાર એકદમ માલમ પડતો નથી કારણ દુર્ગુણી માણસોની મનશકિતનું રાત દિવસનું બળ એટલું તો જોરાવર છે કે બંદગીનાં બળને પોતાનું કાર્ય કરવાને બહુજ મુશકેલી પડે છે. પણ જયારે મનુષ્યજાત પુરતી રીતે જાણશે કે તેઓની સારી માઠી મનશકિત દુન્યામાં અણદીઠ રીતે કેટલીક અસર કરે છે ત્યારે ખરાબ મનશકિતને માટેની જોખમદારી સમજશે, અને હંમેશાં સારી મનશકિત વાપરવાની કોશેષ કરશે. ત્યારેજ બંદગીનાં બળની અસર પૃથ્વી ઉપર સહેલાઇથી થઇ શકશે.

દુર્ગુણી માણસોની ખરાબ મનશકિતનું બળ એક પળમાં પૃથ્વીની ચોતરફ ફરી વળી બીજા માણસોનાં મન ઉપર અણદીઠ રીતે અસર કરી તેઓ પાસે પણ ખરાબ કાર્યો કરાવે છે. તેમજ સદગુણી માણસોની મન-શકિત એથી ઉલટું પૃથ્વીમાં ચોતરફ ફેલાઇ સારી શકિતઓનો ફેલાવો કરે છે. આ આપણી મનશકિતને લગતો કુદરતનો ઉમદા ભેદ જાણ્યા પછી આપણે જેઓને દેવતાઓ, માહત્માઓ, રૂષીઓ, યજદો, અમશાસપંદો દુન્યાને રક્ષણ આપવા, તેને તકાવી રાખવા તેઓ પોતાનું કાર્ય કેમ કરતા હશે તેઓ કેમ મદદ કરતા હશે તે આપણને હવે માલમ પડશે.

આ દેવતાઓ, માહત્માઓ, યજદો, ફિરેસ્તાઓ, આપણાં મનની બળવાન શકિતનો ભેદ જાણે છે અને તેઓ પોતે અત્યંત પવિત્ર અને સદ-ગુણી હોવાથી તેઓએ બળવાન પવિત્ર શકિતઓનું રૂપ ધારણ કીધું છે

અને તેઓની બળવાન પવિત્ર શકિતઓ રાત દિવસ આપણાં રક્ષણને માટે ફેંકે છે જેઓનાં બળથી આપણને રક્ષણ મળે છે અને આપણી જીંદગી ટકી શકે છે, નહીં તો મનુષ્યજાત હાલ એટલી તો દુર્ગુણી મનશકિતનો ઉપયોગ કરે છે કે જે વડે આપણો પોતાનો જલદી નાશ થઇ જાય; પણ આ પવિત્ર જીવો રાત દિવસ પોતાની પવિત્ર શકિત પોતામાંથી ફેંકી આપણને મદદ કરે છે, અને આપણને રક્ષણ આપે છે. હીંદુઓના કેટલાક ભકતો એકાંત વાસમાં અને જંગલોમાં રહી રાત દિવસ આજ કાર્ય કરે છે. એ માહત્મા રૂષીઓ આપણી પવિત્ર મનશકિતનો ઉમદા ભેદ જાણી મનુષ્યજાતને સુખ આપવા, મનુષ્યજાતને મદદ કરવા, રાત અને દિવસ બિનસ્વાર્થી નેમથી જંગલોમાં રહી પોતાની પવિત્ર મનશકિત દુન્યાની ચોતરફ ફેંકયા જાય છે અને આ રીતે આપણને રાત દિવસ રક્ષણ આપે છે. આ બિનસ્વાર્થી માહત્માઓ અને ભકતો આપણને સુખ આપવાને રાત દિવસ કેટલી બિન-સ્વાર્થી જેહમત લે છે તેનો આપણે પાપી માણસોને કદી પણ ખ્યાલ આવતો નથી.

આપણે તેઓનાં હરપળનાં રક્ષણને માટે કેટલા આભારી છીયે તેની ઉપર આપણે કોઇ દિવસ મનન કીધું છે? જયારે આપણે આ ગુપ્ત શકિત-ઓનું અણુદીઠ બળને વિષે જાણ્યું ત્યારેજ આ બિનસ્વાર્થી ભકતો દુન્યાથી અલગ રહી, દુન્યામાં પોતાની હસતી છે કે નહીં તેનો ખ્યાલ કોઇને આપ્યા વગર, કોઇ પાસે આભારની લાગણીની ઉમેદ રાખ્યા વગર, મનુષ્યજાતને સુખ આપી, કોણે સુખ આપ્યું તે જણાવ્યા વગર અને તેના બદલામાં કાંઇબી આપણી તરફથી લીધા વગર રાત અને દિવસ આપણાં સુખને માટે પોતાની ઉમદા પવિત્ર શકિતઓ ફેંકયા જાય છે, જેથી આપણે અણુદીઠ રીતે રક્ષણ અને મદદ મેળવ્યે છીયે. પ્રિય વાંચનાર આવા ભકતો ઉપર બે ઘડી મનન કરજે અને આપણી ગુપ્ત બંદગીની શકિતનો ભેદ જાણી તેનો તારાં અને

બીજાનાં સુખોને માટે આવો ઉપયોગ કરજે? ઓ માનવી! બે ઘડી ખ્યાલ કરી જો કે પવિત્ર અને એકાગ્રહ મનથી માણસ બંદગી કરે છે અને એ પવિત્ર શકિત દુન્યામાં ચોતરફ ફેલાઇ બીજાઓ ઉપર કેવી પવિત્ર અસર કરે છે?

બંદગીના જવાબના મળેલા જાણુવાલાયક દાખલા આપણે તપાસી ગયા છીયે. એ જવાબો કેવી રીતે મળ્યા હતા તેની હવે આપણુને વધારે ખુલાસાથી સમજણ પડશે. આપણે જાણુયું છે કે મી૦ મુલરે ફકટ પોતાની બંદગીના બળથી મોટી ઑરફનેજ ઉંધાડી હતી અને તેનો નિભાવ કરતો હતો. તે કોઇ પાસે પૈસા માગતો ન હતો પણ જ્યારે પણ પૈસા જોઇતા હતા ત્યારે બંદગી કરતો અને પૈસા મળતા હતા. મી૦ મુલર એક ખરાં અંતઃકરણનો, અને બિનસ્વાર્થી બંદગી કરનાર હતો તેથી તેની બંદગીનું બળ બહુજ બળવાન હતું. તે પોતાની બંદગી કરતો જે બંદગીનું બળ હજારો માઇલ ફેળાતુ હતું જેથી સેંકડો માણુસો ઉપર અણુદીઠ અસર થતી હતી, જે અસરથી સેંકડો લોકોને એ ઑરફનેજમાં નાણુા ભરવાને કુદરતી રીતે ઇચ્છા થતી. એ રીતે એ ઑરફનેજને પૈસાની મોટી ચાલુ મદદ વારંવાર મળતી હતી.

આપણે કેટલાક સત્તાવાર હેવાલો જાણ્યા છે કે બંદગીનાં બળથી જુદા જુદા દેશોમાં ધર્મ સજીવન કરવામાં આવ્યો હતો. સ્કૉટલંડ, આયરલંડ, વેલ્સ વગેરેમાં જુદે જુદે વખતે ધર્મ સજીવન થયો હતો, અને એ બાબેના ઇતિહાસ કર્તાઓ કેટલાક પુરાવા આપી લખ્યું છે કે, ચોક્કસ આગેવાન માણુસોએ મંડળી સ્થાપી તે મંડળીમાં ધર્મ સજીવન થવાને માટે હંમેશાં બંદગી કરવામાં આવતી હતી. આપણે જાણી ગયા તેમ માણુસની બંદગી કેટલું બળ ધરાવે છે? જ્યારે ઘણાં માણુસો ભેગાં મળી એક અવાજથી એક દિલથી અને એક હેતુથી બંદગી કરે ત્યારે તે બંદગીનું બળ કેટલું બધું બળવાન હોવું જોઇયે? એ ભેગું બળ ચોતરફ ફેલાઇ લોકોનાં મન ઉપર ધર્મની લાગણીને માટે અસર થઇ ધર્મ સજીવન થાય તેમાં કાંઇ નવાઇ

માલમ પડતી નથી. આવીજ રીતે ભેગાં મંડળો સ્થાપવામાં આવે અને ચોક્કસ ચોક્કસ બાબદોને માટે હંમેશાં બંદગી કરવામાં આવે તો તે દેશમાં મોટો ફેરફાર કરી શકાય છે.

હવે બંદગીનાં બળથી દુઃખ દરદો કેમ સાજાં થાય છે તે તપાસ્યે. આપણે આગળ કેટલાક સત્તાવાર દાખલા તપાસી ગયા છીયે કે કેટલાક માણસોનાં દુઃખ દરદો બંદગી કરવાથી સાજાં થયાં હતાં એટલુંજ નહીં પણ મીસ દોરોથીયા ટરૂડલ અને મીસીસ એદી જેવી બાનુઓએ બંદગીનાં બળથી દરદો સાજાં કરવાની આસપીટલો ઉઘાડી હતી જેમાં કેટલાક દરદીઓ સાજાં થતાં હતાં.

હવે વિદ્યાને આધારે તપાસતાં બંદગીનાં બળથી દરદો સાજાં થવાનાં બે મુખ્ય કારણો માલમ પડે છે. કેટલાક દાખલા આપણે તપાસ્યા છે તેમાંથી માલમ પડે છે કે દરદી પોતે બંદગી કરે છે અને પોતે સાજો થાય છે, વળી બીજા દાખલાઓ તપાસ્યા છે તેમાં દરદી બીજાની બંદગીનાં બળથી સાજો થાય છે. આ બે રીતના દાખલાઓમાં બંદગીની જુદી જુદી અસરો થાય છે પણ એ બન્ને દાખલાઓમાં બંદગી પહેલાં મન ઉપર અસર કરે છે અને મનની અસરથી દરદો સાજાં થાય છે. મનની અસરથી દુઃખ દરદો સાજાં કેમ થાય છે તે વિષે ખુલાસેવાર જાણવું હોય તો "ગુપ્ત મનશકિતની મહાન શોધો જે વડે માણુસ દુઃખ દરદ મોત અને નસીબ ઉપર કાબુ રાખી શકે," નામનું મારૂં પુસ્તક વાંચવું. અહિંયાં એ બાબદ ટુંકમાં દરશાવવામાં આવશે. જ્યારે એક દરદી પોતાના દરદને માટે વારંવાર બંદગી કરે છે અને જો તે દરદીને ખોદાની ઉપર પુરતો ઇતબાર હોય કે ખોદા સર્વ શકિવાન હોવાને લીધે તે મારૂં દરદ સાજું કરવાને શકિતવાન છે તો તે દરદીનાં મનની સ્થિતિમાં ફેરફાર થવા માંડે છે. તેનામાં એવો ઇતબાર આવે છે કે તેનું દરદ આ રીતે સાજું થશેજ, તેનામાં પુર જોશમાં સાજાં થવાની આશા અને

ઉલટ ઉત્પન્ન થાય છે. તે પોતાનું દુઃખ ખમવાને પુરતો શકિતવાન થાય છે. આવી મનની સ્થિતિમાં તેને ઘણું દુઃખ લાગે નહિં, તેનામાં જે રીતનો ઇતબાર અને આશા ઉત્પન્ન થાય છે તે તેની રગેરગને અને દરેક જ્ઞાનતંતુને તેજી આપે છે અને શરીરમાં લોહીનો ફેલાવો સારી રીતે ચલાવે છે. મનમાં નિરાશી અને ગમગીની દુર થઇ મન દ્રઢ અને ઇતબારથી ભરપુર રહે છે, તેથી તેનામાંથી દુઃખ દરદનો ખ્યાલ નિકળી જઇ તંદરોસ્તીનો ખ્યાલ અને આશા આપે છે, તે હવે તંદરોસ્તીનો ખ્યાલ કરે છે, મનની આવી સ્થિતિથી તે જલદીથી સાજો થાય છે. પોતાની તંદરોસ્તી વિષેનું પોતાનાં મનનું બળ પોતા ઉપર વાપરે છે અને પોતાના જ્ઞાનતંતુને તંદરોસ્ત બનાવે છે.

બીજા દાખલાઓમાં એક દરદીને બીજાઓ બંદગી કરી સાજો કરે છે, આ રીતે સાજા થવાનું એક કારણ આ હોય છે કે બંદગી કરનારાઓ પોતાની બંદગીનું બળ પેલા દરદી તરફ ફેંકે છે જે બળ પેલા દરદીની આગળ રહે છે. હવે જ્યારે પેલો દરદી પોતાને સાજો થવા કોઇ રીતની બંદગી મારફતે મદદ માંગે છે કે તુરત પેલાઓની બંદગીનું બળ તેના જ્ઞાનતંતુ ઉપર અસર કરી તેના દરેક જ્ઞાનતંતુઓને જોરાવર બનાવી તેને જલદી સાજો થવાને મદદગાર થઇ પડે છે. આ રીતના બંદગીનાં બળથી કેટલીક વખતે દરદીઓ સાજાં થાય છે.

પણ આ રીતની બંદગીના બળની સમજણ ઉપરથી એમ સાબેત થતું નથી કે ઇશ્વરની મદદ વગર દરેક કેસોમાં ફકત મનનાં બળથીજ દરદો સાજાં થાય છે. મીસ દોરોથીયા ડરૂડલ બંદગીનાં બળથી દરદો સાજાં કરતી હતી તે દરદીઓમાં આત્મશકિતને ઉશકેરી સાજા કરતી હતી. તેણી દરેક દરદીઓને પવિત્ર બનવા કેહેતી અને તેઓની આત્મશકિત ઉશકેરવા ધર્મપોથી વાંચતી હતી અને આત્મશકિતનાં બળથી દરદો સાજાં થતાં હતાં.

આત્મશકિતથી કાંઇપણ કાર્ય થાય તે ઇશ્વરથી થયલું ગણાવું જોઇયે કારણ આપણે જાણ્યું તેમ આપણો આત્મા ઇશ્વરના અંશનો બનેલો છે.

કેટલાક દાખલા આપણે તપાસ્યા છે તેમાં માતા અથવા મોહબ્દાર પોતાના છોકરા અથવા ભરથાર વિષે બહુજ ઉલટથી બંદગી કરે છે ત્યારે એ બંદગીની બળવાન શકિત તુરત તેઓનાં વ્હાલાં આગળ જાય છે, તેઓની આસપાસ એ બળવાન શકિત મદદગાર ફિરેસ્તાની માફક રહે છે અને જ્યારે જરૂર પડે છે ત્યારે એ શકિત મારફતે મદદ મેળવી શકે છે.

આવીજ રીતે કોઇની ભલી દુવા અથવા આશીષ પણ બળ ધરાવે છે. આપણામાં ભલી દુવા અથવા આશીષો દેવાનું સર્વ ઠેકાણે ચાલે છે, ધર્મ-ગુરૂઓ ચોક્કસ વખતે ધર્મક્રિયામાં આશીષ દે છે, કોઇને કાંઇ આપણે મુસીબતમાં મદદ કર્યે છીયે ત્યારે તે આશીષ દે છે અથવા દુવા ગુજારે છે કે તેના મદદ કરનારનું ખોદા ભલું કરે ? પ્રિય વાંચનાર શું કોઇની ભલી દુવા અથવા આશિષ કોઇ રીતનું બળ ધરાવતી હશે નહીં? શું તેથી આશિષ લેનારને કોઇ રીતનો ફાયદો અથવા અસર થઇ શકે કે નહીં ? શું આવા આશિષો અને ભલી દુવાઓ જે આપણા મનમાં કુદરતી રીતે ઉભરી આવે છે તે કાંઇ અણુદીઠ અસર કર્યા વગર ફોકટમાં જાય છે ! જો ફોકટમાં જતી ન હોય અને કોઇ રીતનું બળ ધરાવતી હોય તો કોઇ સાધારણ માણસ પણ સમજાવી શકશે કે આશીષો અને ભલી દુવાનું બળ કેવી રીતનું હોય છે અને કેવી રીતે અસર કરે છે ? પ્રિય વાંચનાર અહિંયાં આપેલી બંદગીના બળની સમજણ ઉપરથી તને હવે પુરતો ખુલાસો મળ્યો છે કે એ ભલી દુવાઓ અને આશિષની કેવી રીતે અણુદીઠ અસર થાય છે. આપણામાં સાધારણ કહેતી છે કે કોઇનું ભલું કરવાથી આપણું પણ ભલું થાય છે. તે આજ રીતે છે કે કોઇનું ભલું કરી કોઇની ભલી દુવા લીધાથી એ ભલી દુવાનાં બળથી આપણું પણ ભલું થાય છે. એથી ઉલટું જો કોઇને નાહકનો હેરાન કરવામાં આવે છે

કોઇનું નુકસાન કરવામાં આવે છે, કોઇની લાગણી દુ:ખવવામાં આવે છે અને તે માણસ શ્રાપ દે છે અથવા બદ દુવા દેછે અથવા ગાળો ભાંડે છે તો તેની ખરાબ અસર થાય છે. જે માણસને દુ:ખી કરવામાં આવે છે તે જો હાય મારે છે તો એ હાય એવી બળવાન શકિત ધરાવે છે કે જેથી પેલા દુ:ખ દેનાર માણસનો નાશ કરે છે માટે કોઇથી નિર્દોષ માણસને દુ:ખ દેવું નહીં, કોઇની લાગણી દુ:ખવવી નહીં, પણ જેટલું બને એટલું સર્વનું ભલું કરવું કે જેથી તેઓને ભલી લાગણી અને ભલી દુવાથી આપણને પણ સુખ મળી શકે છે. આપણે તપાસી ગયા તેમ કેટલીક મંડળીમાં કેટલાક ધર્મચુસ્ત માણસો ભેગા મળી, એક દિલથી બંદગી કરવાથી સ્કૉટલંડ, આયરલંડ, વેલ્સ વગેરે દેશોમાં ધર્મની લાગણી પુર જુસ્સાથી સજીવન કરવામાં આવી. તે ઉપરથી આપણે જાણ્યું છે કે ભેગી બંદગીનું બળ બહુ જોરાવર હોય છે અને તેથી તે દેશમાં ઘણાક ફેરફાર કરી શકાય છે.

જો આ રીતે સેંકડો દેશભકતો ચોક્કસ વખતે ભેગા મળી દેશની આબાદીને માટે, દેશની ઉન્નતીને માટે, અથવા તો સંસારી અથવા રાજદ્વારી ફેરફારને માટે રાત દિવસ ખરા ભકિતભાવથી બંદગી કરે તો દેશની ઉન્નતી માટે ઘણો ફેરફાર કરી શકાય છે.

આ રીતે બંદગીનાં બળનો વિચાર કરતાં આપણા અસલના રીવાજો અને ધર્મક્રિયામાં કેટલી ફિલસુફી સમાયલી છે તેનો કાંઇ ખ્યાલ આવે છે. આપણે અનેક દાખલા દલીલોથી પુરવાર કીધું છે કે આપણે જે માણસને વિષે જે રીતની બંદગી કર્યે તેવી અસર મોડે અથવા વહેલે તે માણસ ઉપર થાય છે. આપણામાં કોઇનું મરણ થાય છે ત્યારે બે ત્રણ દિવસ સઘળા તેને ત્યાં ભેગા મળવાનો રિવાજ છે તેનું મુખ્ય કારણ એજ કે સઘળાઓએ ભેગાં મળી તે મરનારને વિષે ભેગી બંદગી કરી તેની ઉપર શાંતીનો પ્રવાહ મોકલવો

પણ અજ્ઞાનપણાંને લીધે એમ કોઇ સમજતું નથી. જ્યારે કોઇને ત્યાં લગ્ન થાય છે તે વખતે પણ સેંકડો માણુસો ભેગા થાય છે. આપણામાં એક બે કલાક સાહજનની મીજલસ ભરાય છે, તેનું મુખ્ય કારણ એજ કે સઘળાઓએ ભેગા મળી પરણતાં જોડાંને માટે અને તેઓની ઓલાદને માટે દુવા ગુજારવી. આવી ભેગી દુવાનું બળ તેઓને વરશો સુધી સુખી રાખવાને અને મુશકેલીઓમાંથી દુર રાખવાને પુરતું છે. એવીજ નેમથી લગ્ન અને મરણની વખતે ભેગી મિજલસ ભરવામાં આવે છે, પણ દલગીરીની વાત તો એ છે જે આવી મિજલસ ભરાવાની ફિલસુફી ન સમજ્યાથી કેટલાક છાળકા મગજનાઓ એવી રીતની મિજલસો ભરવાને વાંધો કાઢે છે, અને એ વખતે પોતાની ફરજ બજાવવાને બદલે ગપાસપામાં અને નીંદા કરવામાં વખત પસાર કરે છે, પણ હવે બંદગીનું બળ કેટલું જોરાવર છે અને કેવી રીતે અણુદીઠ રીતે પોતાનું કાર્ય કરે છે તે સમજ્યા પછી આવી મિજલસોમાં એક માણુસ પોતાના સારા વિચારનાં બળથી પોતાની ફરજ કેમ અદા કરવી તે સમજી શકશે.

આપણે તપાસી ગયા તેમ વિચારશકિત બળ ધરાવે છે અને એ બળ અણુદીઠ રીતે આપણી જાણ વગર કામ કરે છે. હવે એ વિચારોનું બળ જાહેર કરવું હોય અથવા નજરે જોવું હોય તો એ વિચારોને શબ્દો મારફતે બોલવા જોઇયે એટલે મોહવડે એ વિચારોને દરશાવવા જોઇયે. વિચારશકિત મનનાં ભુવન ઉપર અણુદીઠ રીતે કાર્યો કરે છે, હવે માનસીક ભુવન ઉપરથી શારીરીક ભુવન ઉપર એ શકિનને જાહેર કરવી હોય તો એ વિચારોને શબ્દો મારફતે જાહેર કરવા જોઇયે. જો બે માણુસો એકમેકને મનમાં ધિક્કારતા હોય પણ પોતાનો ધિકકાર કોઇપણ રીતે શબ્દોવડે જાહેર કીધો ન હોય તો આ બે માણુસો સાથે મળતાં, અભાવની લાગણી પરસ્પર ઉત્પન્ન થશે કારણ તેઓના વિચારનું બળ અણુદીઠ રીતે ધિકકાર ઉત્પન્ન કરે છે; પણ જયાંસુધી

ધિકકારની લાગણી શબ્દોવડે જાહેર કીધી નથી ત્યાંસુધી ફક્ત અભાવની લાગણીની અસર આટલાજ પ્રમાણમાં કાર્ય કરે છે. હવે જો આ બે માણસો એકએકને શબ્દો મારફતે પોતાનો ધિકકાર જાહેર કરે છે ત્યારે એ ધિકકારનું બળ કેટલું બળવાન રીતે માનસીક ભુવન ઉપરથી આ શારીરીક ભુવન ઉપર જાહેર થાય છે તે માલમ પડે છે. ધિકકાર ભરેલા આવા શબ્દો એકમેકને વાપરતાં તેઓ કેટલા ગુસ્સે થાય છો કેવી રીતે મારામારી કરે છે? આપણા વિચારોની અણદીઠ અસરો શબ્દો મારફતે આ રીતે જાહેર થાય છે.

શબ્દોની અસર તેમાં સમાયલા અર્થની ઉપર આધાર રાખે છે. દરેક શબ્દ જુદું જુદું બળ ધરાવે છે. સાધારણ વાતચીતમાં વપરાતા શબ્દો સાધારણ બળ ધરાવે છે, કારણ તેમાં બળવાન વિચાર શકિત અથવા લાગણી દરશાવવામાં આવતી નથી. પ્યાર અથવા પ્રેમના વિચારોથી ઉત્પન્ન થતા શબ્દ સઘળો પ્યાર અને પ્રેમનો પ્રસાર કરે છે, અને સઘળે ખુશાલી અને આનંદ ઉત્પન્ન થાય છે. આ કાંઇ શબ્દો આનંદ ઉત્પન્ન કરતા નથી પણ શબ્દોમાં સમાયલો વિચાર આનંદ ઉત્પન્ન કરે છે. વાપરવામાં આવેલા શબ્દોનો અર્થ અથવા તેમાં સમાયલો અણદીઠ વિચાર કોઇ માણસ બરાબર સમજી શકતો નથી તો તેની ઉપર કાંઇ અસર થતી નથી, તેને કાને તો ફક્ત શબ્દોનોજ અવાજ પડે છે, તેથી પેલા શબ્દોમાં સમાયલો આનંદનો વિચાર તેનામાં આનંદ ઉત્પન્ન કરી શકતો નથી.

દરેક શબ્દ ચોક્કસ રીતનું બળ ધરાવે છે, એ શબ્દ માણસને ખુશાલી અને આનંદમાં લાવી મુકે છે, એકજ શબ્દ રંગમાં ભંગ કરી સર્વને ગુસ્સે અને દલગીર બનાવવાને શકતિવાન છે, એકજ શબ્દ જીવે જાનના મિત્રને દુશમન બનાવી શકે છે, માટે એક ગ્રહસ્થ તરીકે સર્વની ફરજ છે કે શબ્દોનું આવું બળ જાણી કદી પણ કોઇની લાગણી દુ:ખાય નહીં તેવા શબ્દ વાપરવા જોઇએ. હમેશાં સર્વમાં આનંદ અને ખુશાલી ઉત્પન્ન થાય એવા શબ્દો વિચારવા જોઇએ.

બંદગીનું બળ શબ્દોમાં સમાયલું નથી પણ તેમાં સમાયલા વિચાર ઉપર અથવા અર્થ ઉપર આધાર રાખે છે. જેટલા પ્રમાણમાં તમારી બંદગીમાં સમાયલા વિચારો અથવા અર્થો અને તેમાં સમાયલી ફિલસુફીના ઉંડાણમાં ઉતરો તેટલા પ્રમાણમાં બંદગીનું બળ બળવાન થાય છે અને તેટલા પ્રમાણમાં તેની અસર અથવા જવાબ મળે છે. પણ જો બંદગીમાં સમાયલો અર્થ અથવા વચાર ઉપર ધ્યાન આપ્યા વગર ફકત બંદગીન શબ્દો બબડી જવામાં આવે તો તે બંદગી બળ વગરની થઇ પડે છે અને તેની અસર આપણને માલમ પડતી નથી. આપણી એક સાધારણ બંદગી લઇયે "હજંઘરેમ બએષજનામ બએવરે બએષજનાંમ." આ બંદગી કેટલાક પારસીઓ દરરોજ બબડી જાય છે પણ તેનો અર્થ સમજતા નથી, તેથી એ બંદગીની બળવાન અસર થતી નથી. એ બંદગીનો અર્થ "તંદરોસ્તીમાંની હજાર (ધણી) (તંદરોસ્તી), તથા તંદરોસ્તીમાંની દશ હજાર (ધણી) (તંદરોસ્તી) (હોજો)." આ બંદગી તંદરોસ્તી મેળવવાને કેટલી બળવાન છે તે આપણે તેના અર્થ ઉપરથી જાણ્યું છે, પણ પારસીઓનો મોટો ભાગ એ બંદગીનો અર્થ સમજતા નથી, તેથી એ બંદગી વડે તંદરોસ્તી મેળવી શકતા નથી. આપણે સવાલ કર્યે કે કેટલા પારસીઓ આ તંદરોસ્તીને માટેની બંદગી તંદરોસ્તી મેળવી શકયા છે? આપણે જાણયે છીયે તેમ જવલેજ કોઇ હશે? ત્યારે શું આ બંદગીનું બળ કાંઇ નથી? આ બંદગીથી જો તંદરોસ્તી ન મળી શકિત હોય તો પછી એ બંદગી ફોકટની ગણાવી જોઇયે પણ આ બંદગીથી તંદરોસ્તી મેળવી શકતા નથી કારણ પહેલાં તો પારસીઓનો મોટો ભાગ એ બંદગી શાને માટે છે તે અર્થ વગર સમજી શકતાં નથી અને બીજું બંદગીનું બળ કેવું બળવાન છે તે જાણતા પણ નથી, પછી એ બંદગીથી જો તંદરોસ્તી મેળવી ન શકે તેમ કાંઇ નવાઇ છે! સૌથી પહેલાં તો આપણે બંદગીનો અર્થ સમજવો જોઇયે, તે જાણ્યા પછી એ બંદગીના બળની

વિદ્યાને આધારે તપાસ કરવી જોઇયે, જેથીજ આપણુને એ બંદગીથી તંદરોસ્તી કેમ મળે છે તે સમજી શકાશે.

આપણે જાણ્યું તેમ આપણા વિચારો બળ ધરાવે છે અને સેંકડો માઇલ સુધી તેની અસર થાય છે. હવે આપણી "હંજ્વરેમ" ની બંદગીનો અર્થ—હજાર ઘણી તંદરોસ્તી, દશ હજાર ઘણી તંદરોસ્તી હોજો—એમ થાય છે. હવે એ બંદગીમાં સમાયલું તંદરોસ્તીનું બળ મેળવવાને માટે પહેલાં તો તંદરોસ્તી કેવી હોય છે આપણે તંદરોસ્ત હોઇયે છીયે ત્યારે કેવા આનંદમાં રહયે છીયે; તંદરોસ્ત માણસ કેવો સુખી અને ખુશાલ હોય છે; તેનું તન કેવું સાફ, જોરાવર અને ચળકતું હોય છે, તેનું મન કેવું શાંત અને ખુશાલ હોય છે એવા એવા વિચારો અને કલ્પનાઓ "બએષજનામ" (તંદરોસ્તી) નો બંદગીમાં શબ્દ છે તેની ઉપર મનન થવું જોઇયે. એ રીતે તંદરોસ્તીની કલ્પના કરવી જોઇયે. જે પ્રમાણે ગમગીની અને નિરાશીના વિચારો શરીરને બગાડી નાખે છે અને આપણુને બિમાર બનાવે છે તેજ પ્રમાણે જયારે એક માણસ બંદગી કરતાં તંદરોસ્તીને મનમાં કલ્પે છે અને પોતે તંદરોસ્ત હોય તો કેવો જોરાવર અને ખુશાલ હોય એવી રીતની કલ્પના કરે છે અને પોતે આ બંદગી ઉપર યકીન રાખી માની લે છે કે તે આવો તંદરોસ્ત બનશે બલકે કલ્પના શકિત વધારે ઉંડાણથી કરી પોતાને તંદરોસ્ત થતો માનવા લાગે છે યાને તંદરોસ્તીનો પ્રવાહ તેની રગેરગમાં આવતો હોય એમ માને છે તો જરૂર આ બંદગી મારફતે તંદરોસ્ત બની શકે. આ રીતે જો તંદરોસ્તીના વિચાર આ બંદગીને વખતે મનમાંથી ઉત્પન્ન થાય છે તો તેનું બળ દરેક જ્ઞાનતંતુ મારફતે આખાં શરીરમાં વ્યાપી રહે છે અને શરીરમાં ફેરફાર કરી નાખે છે. મનની અસર શરીર ઉપર કેમ થાય છે તે મારાં પુસ્તકો*

*"**બંદગીનાં બળ**"નાં સમાવેલા અનેક વિચારો સેહેલાઇથી સમજવા "**ગુપ્ત મનશકિતની મહાન શોધો** "નું પુસ્તક વાંચવાની ખાસ ભલામણુ છે.

"ગુપ્ત મનશક્તિની મહાની શોધો" અને "The Greatest Discovery of Psychology"મા પુરતા ખુલાસાથી આપ્યા છે, માટે અહિંયાં એ બાબદનો ટુંકમાંજ સાર આપીશ.

અંગ્રેજી વિદ્વાનોનું એવું કહેવું છે કે "There is no psychosis without neurosis' યાને જેવી મનની સ્થિતિ હોય છે તેવીજ જ્ઞાનતંતુઓની હોય છે. ડૉ૦ મૉડસલેના કહેવા પ્રમાણે "An active idea is accompanied by a molecular change in the nervous elements," એક તેજી વિચારથી જ્ઞાનતંતુના તત્વોમાં ફેરફાર થાય છે. પ્રોફેસર જેમ્સ કહે છે "That consciousness of any sort, conscious processes merely as such, must pass over into motion open or concealed."

કોઇબી રીતનું ભાન અથવા મનનું કાર્ય શરીરમાં જાહેર રીતે અથવા ગુપ્ત રીતે હિલચાલ કરે છે.

પ્રો. ડી. રીબાર્ટ લખે છે કે "Every intellectual state is accompanied by definite physical manifestations." "મનની દરેક સ્થિતિ ચોક્કસ રીતનો શરીરમાં દેખાવ છે." જે જે વિદ્વાનોના મત અહિંયાં ટાંકયાં છે તે ઉપરથી આપણુને માલમ પડે છે કે આપણાં મનમાં જે વિચારે ઉત્પન્ન થાય છે તે વિચારો ચોક્કસ રીતનો શરીરમાં ફેરફાર કરે છે. હવે આપણુને સારી રીતે સમજ પડશે કે જેઓ ખોદા ઉપર ઇતબાર રખી તંદરોસ્તીને માટે બંદગી કરતા હતા તેઓ પોતાનું દુઃખ દરદ સાજું કરી શકતા હતા તેનું આ પણ એક કારણ છે કે તેઓને ખોદા ઉપર ઘણોજ ઇતબાર હોય છે અને તેઓ એવું પુર યકીનથી માને છે કે ખોદા તેઓને સાજા કરવાને પુરતો શકિતવાન છે. જ્યારે પેલા દરદીનાં મનમાં

આવું યકીન પુર જોશમાં ઉત્પન્ન થાય છે ત્યારે તેનાં મનમાંથી દુ:ખ દરદોનો વિચાર નિકળી જાય છે અને તે તંદરોસ્તીનો ખ્યાલ કરે છે. તે સાજો થઇ જશે એવા ખ્યાલો તેનાં શરીરમાં ફેરફાર કરે છે. આપણે વિદ્વાનોનાં મત જાણી ગયા છીયે તે ઉપરથી માલમ પડે છે કે તંદરોસ્તીના આવા વિચારો દરદીનાં શરીરમાં ફેરફાર કરી નાંખે છે અને તંદરોસ્ત બનાવે છે. આપણી તંદરોસ્તીની બંદગી "હંજધરેમ બએષજનામ" કયારે પોતાનું બળ દેખાડી શકે છે જ્યારે આપણે એ બંદગીના દરેક શબ્દોનો અર્થ અને તેનું બળ વિદ્યાને આધારે જાણી તે ઉપર પુરતો ઇતબાર રાખ્યે ત્યારે.

આપણે આ દલીલોથી જાણ્યું છે કે બંદગીનું બળ તેમાં સમાયલા દરેક શબ્દોનો અર્થ ઉંડાણથી સમજવા ઉપર આધાર રાખે છે. આપણે જાણ્યું તેમ દરેક શબ્દોનું બળ તેમાં સમાયલા તેના અર્થ ઉપર આધાર રાખે છે. શબ્દોનો અર્થ સમજ્યા વગર બોલવામાં આવે તો તે શબ્દનું બળ જણાતું નથી. આપણે એક સાધારણ દાખલો લઇએ. કોઇ એક ગ્રહસ્થ આગળ જઇ તેને કાંઇ ઘણીજ ખરાબ ગાળ બીજી ભાષામાં દેવામાં આવે અને તે સમજી શકે નહીં તો તે ગાળની અસર તેની ઉપર કાંઇ થતી નથી અને જ્યારે તેને તે અર્થ સમજાવવામાં આવે છે ત્યારે તે ગ્રહસ્થ કેવો ગુસ્સે થાય છે; તે પોતાની આબરૂ ઇજતને માટે આવું અપમાન ખમી શકે કે? પેલા ગ્રહસ્થમાં જે આટલો બધો ફેરફાર થઇ ગયો તે ફકત પેલા શબ્દના અર્થથીજ, જો તે શબ્દોનો અર્થ ન સમજે તો તેનામાં એટલો ફેરફાર થાય નહીં. બીજો દાખલો લેવો, કેટલીક વખતે એક મંડળીમાં રમુજને માટે કોઇ રમુજી શબ્દ કોઇ મિત્ર બોલે અને તે રમુજી શબ્દનો અર્થ કોઇ બરાબર સમજી શકે નહી તો તે શબ્દનું રમુજ ઉપજાવનારૂં બળ કાર્યસાધક થતું નથી. એજ પ્રમાણે આપણી આવી બળવાન "હજંધરેમ બએષજનામ" બંદગીનું બળ તેનો અર્થ ન સમજવાથી જતો રહે છે અને તેથી એ બંદગી પોતાની જોઇતી

અસર કરી શકિત નથી. પણ અહિંયાં બંદગીનું બળ વિદ્યા આધારે દરશાવામાં આવ્યુ છે તે રીતે જ્યારે આ બંદગીનું બળ તપાસ્યે છીએ ત્યારે એ બંદગી કેટલી બળવાન છે તે માલમ પડે છે. આપણે વિદ્યાને આધારે તપાસ્યું છે કે આપણી વિચારશકિત વિજળી અને લોહચુંબકી શકિત કરતાં બળવાન છે, અને આપણા વિચારો સેંકડો માઇલોને તફાવતે વિજળી કરતાં વધારે ઝડપથી જાય છે અને લોકોના મનમાં એ વિચારોની શકિત પ્રમાણેની અસર થાય છે. હવે "હજંધરેમ બએષજનામ" ની બંદગી જે હજારઘણી અને દશ હજારઘણી તંદરોરતી હોજો એવું બળ ધરાવે છે, પણ જ્યારે એ બંદગીનો અર્થ સમજવામાં આવે છે ત્યારેજ વિચારશકિતની બળવાન અસર કાર્યસાધક થાય છે, પણ જો આ બંદગી કરનાર એનો અર્થ સમજતો ન હોય તો પછી એ બંદગીમાથી બંદગી કરનારનો તંદરોસ્તીનો વિચાર નહીં આવવાથી એવા વિચારનું બળ એમાંથી જતું રહે છે અને ફકત એ બંદગીથી થતા અવાજનું બળ બાકી રહે છે. હવે આપણે અવાજનું બળ આગળ ચાલતાં વિદ્યાને આધારે તપાસીશું, કે અવાજનું બળ વિચારનાં બળ સાથે સરખાવતાં બહુ નજીવું હોય છે. વિચારનું બળ સેંકડો માઇલોવેર ફેલાય છે જયારે અવાજનું બળ જ્યાં અવાજ સંભળાય છે તેટલોજ દુર અસર કરી શકે છે. માટે વિદ્યાને આધારે જયારે આપણે બંદગીના બળની તપાસ કર્યે છીયે ત્યારે એક અગત્યના સવાલ ઉપર આવ્યે છીયે તે એજ કે આપણી બંદગીનો અર્થ સમજયે તોજ અહિંયાં દરશાવેલું બંદગીનું બળ કાર્યસાધક થઇ પડે છે, માટે આપણા પારસી ભાઇઓને અરજ કરવામાં આવે છે કે દરેક બંદગીનો અર્થ સમજી પછી બંદગી કરવી. આપણી સઘળી બંદગીના અર્થનો તરજુમો અવસ્તામાંથી ગુજરાતીમાં મરહુમ એરવદ કાવસજી કાંગાએ કીધો છે. હવે આપણી ફરજ એ છે જે થોડા કલાક ફાલતુ પાડી એ તરજુમો વાંચવો જેથી બંદગીનો અર્થ સારી રીતે સમજ પડશે.

વળી બીજો સવાલ એ ઉત્પન્ન થાય છે કે શું આજ કેટલાંક વરસો થયાં આપણા બાપદાદા અર્થ સમજ્યા વગર બંદગી કરતા હતા તેઓની બંદગી શુ ફોકટ ગઇ હશે? આ સવાલનો હું ખુલાસેવાર જવાબ આપીશ જે ઉપરથી માલમ પડશે કે અર્થ સમજ્યા વગર જો પુરતાં યકીન અને પવિત્રાઇથી બંદગી કરવામાં આવે તો તેની થોડીક અસર થાય છે ખરી, પણ જો અર્થ સમજીને બંદગી કરવામાં આવે તો તે બંદગીનું બળ દસગણું જોરાવર થાય છે.

હવે અર્થ સમજ્યા વગરની બંદગી કેટલા પ્રમાણમાં અને કેવી રીતે અસર કરે છે તે તપાસ્યે. આપણે જાણ્યું તેમ બંદગીમાં ત્રણ શકિતઓ કાર્ય કરે છે. એક તો મનશકિત અથવા વિચારશકિત, બીજી આત્મશકિત અને ત્રીજી અવાજની શકિત. અર્થ સમજ્યા વગરની બંદગીમાં આ ત્રણ શકિતઓ કેટલા પ્રમાણમાં કાર્ય કરે છે તે તપાસ્યે. સેંકડો વરસો થયાં પારસીઓમાં અવસ્તા ભાષામાં બંદગી ચાલુ રહેલી છે માટે એજ ભાષામાંથી થતું બંદગીનું ચોકક્સ બળ ચાલુજ રહેલું છે. અસલના જમાનામાં જેઓ અવસ્તા ભાષા જાણતા હતા તેઓએ હજારો અને લખ્ખોની સંખ્યામાં એ ભાષા અને બંદગી મારફતે ઘણુંજ બળવાન બળ ઉત્પન્ન કીધું છે જેથી જરથોસ્તી ટોળાનું રાત દિવસ રક્ષણ થાય છે. હવે હાલની વિદ્યા શાસ્ત્રોને આધારે એવું પુરવાર થાય છે કે "An energy or force once set up cannot be destroyed. It can be transformed." કોઇ પણ રીતનું બળ એક વખત બહાર પડયું હોય છે તેનો કદી નાશ થતો નથી, પણ તે બીજાં બળમાં ફેરવાઇ જઇ શકે છે. તેથી અસલના જમાનાના અવસ્તા ભણનારા જરથોસ્તીઓએ અવસ્તાની બંદગી મારફતે જે બળ પેદા કીધું છે તેનો નાશ હજી પણ થયો નથી. હવે જો કોઇ જરથોસ્તી અર્થ સમજ્યા વગર પવિત્ર મનથી અવસ્તામાં બંદગી કરે

છે, તો તે બંદગીનું બળ પેલા અસલનાં બળ સ  આકર્ષણુ થઇ અસલ બળમાંથી થોડીક મદદ મેળવી શકે છે. તેથીજ બંદગીની થોડીક અસર થાય છે. તેથી અવસ્તામાંજ બંદગી કરવાનો જે મોટો ફાયદો થાય છે તે એજ કે આપણા પેગમ્બર અને અસલના પહેરેજગાર દસ્તુર દાવરોએ પેદા કીધેલાં ઉત્તમ બળ સાથે સહેલાઇથી આકર્ષણુ થઇ શકે છે.

દલગીરીની વાત તો એ છે કે હાલમાં બંદગી કરનારાઓનો પોણો ઉપર ભાગ બંદગી કરતી વખતે જોઇયે તેવી મનની પવિત્રાઇ કે એકાગ્રહ ચિત્ત પણુ રાખી શકતા નથી જેથી તેઓની બંદગી પાછળની મહેનત નકામી થઇ પડે છે અને આપણે તેઓમાં કાંઇ પણ ફેરફાર થતો જોતા નથી. હવે જો અર્થ સમજયા વગર બંદગી કરવામાં આવે અને જો એ બંદગી ખુબ પવિત્રાઇ અને શાંત મને કરવામાં આવે અને લાંબો વખત ચાલુ કરવામાં આવે તો અર્થ સમજયા વગરની બંદગી પણુ ઘણી અસરકારક નિવડે છે, તેનું કારણુ એજ કે જો દુન્યાદારીના હલકા વિચારો દુર કરી મનને શાંત અને પવિત્ર બનાવવામાં આવે અને મનને પુખ્ત આંકોશમાં રાખવામાં આવે છે, અને આ રીતે મનને પવિત્ર અને ઉંચ સ્થિતિમાં રાખવામાં આવે છે ત્યારે મન બહુજ ઉંચ સ્થિતિમાં આવી આત્મશકિતને પહોંચી વળે છે અને આત્મશકિતના સંબંધમાં જ્યારે મનશકિત આવે છે ત્યારે તે મનને બંદગીનો અર્થ જાણુવાની જરૂર પડતી નથી કારણુ મન અને આત્માનો મેલાપ થાય છે અને આત્મશકિત જે સર્વ શકિતમાન ઇશ્વરનું અંશ છે તે પણુ એ શકિતનું અંશ ધરાવે છે અને સર્વ ચીજોનું જ્ઞાન ધરાવી શકે છે તેથી આપણી આત્મશકિતને બંદગીના અર્થની કાંઇ જરૂર રહેતી નથી. તેનો અર્થ પોતેજ અંતરમાંથી ઉકલાવી લે છે. પણુ અત્યંત દલગીરીની વાત તો એ છે જે આવા ઊંચા પ્રકારની બંદગી જે આત્મશકિતથી થાય છે, તેવી બંદગી કરનારા જવલેજ

મળે છે. જેઓ ઘણીજ પવિત્ર જીંદગી ગુજારે છે, અને મનને સ્થિર અને શાંત રાખી શકે છે તેઓજ આત્મશકિતથી બંદગી કરી શકે, પણ સાધારણ રીતે તો હાલ જેઓ બંદગી કરે છે તે ફકત સાધારણ મનશકિતથીજ. આવી સાધારણ સ્થિતિમાં બંદગીનો અર્થ જાણ્યા વગર બંદગી કરવામાં આવે છે તો તે બંદગીનું બળ તદન નજીવું હોય છે અને કોઇ રીતનો ફાયદો થતો નથી. આપણે એવા બંદગી કરનારની ચાલચલણ બારીકીથી તપાસીશું તો માલમ પડશે કે તેઓ વરસો સુધી બંદગી કરે છે, પણ નથી તેઓમાં સદગુણો ખિળતા, નથી તેઓમાં પવિત્રાઇ વધતી, કે નથી ચાલચલણમાં સુધારો થતો. તેઓ રોજ એક કલાક ઉપર બંદગી કરે છે છતાં પોતાના ધંધામાં પ્રમાણીક રહેતા નથી, કોઇને દુઃખ દેતા અટકતા નથી, મારામારી કરતાં શરમાતા નથી. જો પોતાની મતલબ સરતી હોય તો બીજાને તરેહવાર દુઃખ દે છે, નજીવી બાબદોમાં જુઠું બોલે છે અને તરેહવાર ખરાબ શબ્દો અને ગાળો ભાંડે છે. શું આપણે હાલના બંદગી કરનારના મોટા ભાગમાં આવા દુર્ગુણો નથી જોતા? આનું કારણ એજ કે તેઓ જે બંદગી કરે છે તેનો અર્થ મુદલ સમજતા નથી, તેથી બંદગીમાં જણાવેલા સદગુણો પ્રમાણે ચાલવા તેઓ જે વચનો આપે છે તે તેઓ જાણતા નથી અને તેથી તે પ્રમાણે ચાલી શકતા નથી. આવા માણસો અર્થ જાણ્યા વગર અને પુરતી પવિત્રાઇ અને યકીન રાખ્યા વગર સેંકડો વરસો સુધી બંદગી કરે, તે છતાં તેઓમાં કાંઇપણ ફેરફાર થશે નહીં, તેઓની બંદગી કોઇ રીતનું બળ ધરાવી શકિત નથી. આવા માણસો અવસતામાં બંદગી મુદલ નહીં કરે અને ફકત એ બંદગીનો તરજુમો બરાબર સમજીને વાંચે તો તેઓને ઘણો ફાયદો થાય. માટે એવા માણસો જે આપણી કોમમાં મોટે ભાગે છે તેઓને અર્થ સમજીને બંદગી કરવાની મોટી જરૂર છે. આપણે જાણ્યું તેમ એઓની બંદગી કોઇ રીતનું બળ ધરાવતી નથી, કારણ એઓ સાધારણ મનશકિતવડે બંદગી કરે છે અને મનશકિતનું બળ વિચારશકિતથી થાય છે, પણ જ્યારે અર્થ સમજે નહીં ત્યારે વિચારશકિતનું

બળ પણ કાર્ય કરતું નથી. એઓની બંદગીમાં ફકત અવાજશકિતનુંજ બળ કામ કરે છે, તેથી એઓની બંદગી બહુજ નજીવું બળ ધરાવે છે.

ત્યારે આપણે એ સઘળી દલીલો ઉપરથી એ પુરવાર કીધું છે કે બંદગીની ખરેખરી બળવાન શકિત જાણવી હોય તો બંદગીમાં સમાયલી વિચારશકિત અથવા મનશકિતનું બળ કેટલું બળવાન છે તે જાણવું જોઇયે અને તે જાણવા પછી બંદગીના દરેક દરેકે શબ્દોનો અર્થ ઉંડાણથી સમજી તે દરેક શબ્દોને આપણે પવિત્ર મનશકિતનું બળ ખુબ રીતે આપવું જોઇએ.

એક શબ્દનો અર્થ ઉંડાણથી સમજવામાં આવે છે યાને તે શબ્દમાં મનશકિતનું પુર જોશ સાથનું બળ આમેજ કરવામાં આવે છે, ત્યારે તે શબ્દ કેટલો બળવાન થાય છે તે આપણે વિદ્યાને આધારે જાણ્યું છે. હવે એ શબ્દ બોલવાથી શું અણુદીઠ અસરો થાય છે તે જાણવાને માટે અવાજ વિદ્યાની મદદ લેવી જોઇયે. હવે આપણે તપાસવાનું છે તે એજ કે બંદગી મોટે અવાજે કરવામાં આવે છે ત્યારે તે બંદગી શું બળ ધરાવે છે યાને તે બંદગીની અણુદીઠ અસરો શું થાય છે.

## બંદગીનું બળ અવાજ વિદ્યાને આધારે.

અવાજ આપણાં મન ઉપર અને શરીર ઉપર શું અસર કરે છે તે આપણે દરેક જણ રોજ અનુભવ્યે છીયે. કઠોર અવાજ આપણું શરીર અને મનને તદન ખરાબ સ્થિતિમાં લાવી મુકે છે. એક છરી લેવો અને તેને ધારવાળી બાજુથી ઉભી એક પતરાંપર જોરમાં ઘસો તો તુરત તમારાં આખાં શરીરમાં કંપારી ઉત્પન્ન થશે અને મનમાં બધું ઉથલપાથલ થઇ જતુ. હોય તેમ લાગશે અને ખુબ ખિજવાત ઉત્પન્ન થશે. ફકટ ચોકકસ રીતના અવાજે તમારા મનમાં અને શરીરમાં આટલો બધો ખરાબ ફેરફાર કરી નાખ્યો. તેનું કારણ શું તે જાણો છો ? હવે ગાયણનો મધુર અવાજ લેવો, આ

અવાજ તમારે કાને પડે છે ત્યારે તમારૂં શરીર અને મન કેવું શાંત અને ખુશાળ સ્થિતિમાં આવી જાય છે. એક સુંદર ગાયણનો સરોદ જ્યારે વાજીંત્ર ઉપર વજાડવામાં આવે છે ત્યારે તે અવાજ કેવો મધુર લાગે છે? તમને કેવું ખુશ લાગે છે? આમ ખુશ લાગવાનું કારણ શું તે જાણો છો?

## ગાયણથી થતી ઉત્તમ બંદગી.

એક મધુર વાજીંત્રનો અથવા ગાયણનો અવાજ આપણાં મનને અને શરીરને એવી તો ખુશાળ સ્થિતિમાં લાવી મુકે છે કે આપણામાંથી દુર્ગુણી વિચારો જતા રહે છે અને આપણાં મનને શાંત અને પવિત્ર બનાવે છે, તેથી દરેક ધર્મોમાં ગાયણથી બંદગી કરવાને જણાવ્યું છે. હીંદુઓ પોતાનાં ભજનો વાજીંત્ર સાથે ગાઇને કરે છે, ખ્રિસ્તીઓ પોતાના દેવલમાં મોટું "ઑરગન" વજાડે છે, જે વાજીંત્રનો અવાજ એવો તો મધુર અને ગંભીર હોય છે કે જે વડે સઘળા બંદગી કરનારનાં મન પવિત્ર અને શાંત થઇ જાય છે, તેઓનાં મનમાંથી સઘળા દુન્યાદારીના વિચારો નિકળી જાય છે અને બંદગી કરવાને મનને એકાગ્રહ કરી શકે છે. પણ સર્વથી દલગીરીની વાત તો એ છે કે પારસીઓ પોતાની બંદગી ગાયણરૂપી ગાઇને કરતા નથી. આપણા ગાથાઓ ગાયણરૂપી રચાયલા છે અને આપણી ધર્મપોથીમાં લખવામાં આવ્યું છે કે પેગમબર જરથોસ્ત સાહેબે ગાથા ગાયા હતા. તે છતાં આપણી બંદગીમાં ગાયણનો મધુર અવાજ આમેજ કરતા નથી એ દલગીરીની વાત છે. કારણ ખુલ્લું જણાય છે કે, મધુર અવાજની અણદીઠ અસરો શું થાય છે તેનું આપણા જરથોસ્તીઓને પુરતું જ્ઞાન હોય એમ માલમ પડતું નથી, તેથીજ અહિંયાં અવાજ વિદ્યાને ખુલાસેવાર સમજાવવાની જરૂર માલમ પડે છે.

અવાજની અસર શરીર અને મન ઉપર કેવી થાય છે તે આપણે જાણ્યું છે. કઠોર અવાજ શરીરમાં કંપારી અને મનમાં ખીજવાત ઉત્પન્ન કરે

છે, જ્યારે મધુર અવાજ શરીરને અને મનને શાંત બનાવે છે. ગાયણનો અવાજ બહુ ઉત્તમ અસર કરે છે. ગાયણના અવાજને વિષે જણાવવામાં આવે છે કે તે દરેક રીતની લાગણી આપણામાં ઉત્પન્ન કરી શકે છે, અને જેવી રીતની ગાયણની રાગણી હોય તેવી રીતનો શરીરમાં ફેરફાર કરી શકે છે. ગાયણના અને વાજીંત્રના અવાજથી આપણાં શરીરમાં લોહીને જોશમાં અથવા ધીમેથી ફેરવી શકાય છે. ગાયણના અવાજથી આપણે ખુશાલીમાં આવી હાથ પગ અફાડિયે છીયે તેમજ વળી ગાયણના અવાજથી આપણે ગંભીર પણ બન્યે છીયે. એક લશકરી બેન્ડ વજારતું પસાર થાય છે, તે અવાજથી આપણામાં લડાઇનું જોર અને ધુંઇ આવે છે, લશકરીઓને લડાઇ કરવાનું જે જોર આવે છે, તે કેટલેક દરજ્જે તેઓનાં બેન્ડના અવાજથી થાય છે. આપણી રાગણીઓની અસર પણ શરીર ઉપર એવીજ થાય છે, તીલાનો, ધુરપદ વગેરે રાગણીના અવાજની અસરથી આપણાં શરીરમાં લોહી બહુ જોશમાં ફરે છે અને આપણને બહુ તેજી બનાવે છે. જ્યારે પીલુ, આસાવરી, ભૈરવી વગેરે રાગણીનો અવાજ આપણને શાંત અને ગંભીર બનાવે છે. કેટલીક રાગણીનો અવાજ એટલો મધુર, પવિત્ર અને ખુદાઇ ખ્યાલ આપનારો હોય છે કે તેવી રાગણીના અવાજ સાથે બંદગી કરવામાં આવે છે, તો તે બંદગી એટલી તો પવિત્ર અને આત્મબળથી ભરપુર હોય છે કે તે બંદગી જાણે સમાધીમાં થઇ હોય તેવી બળવાન હોય છે.

આ સઘળી બાબદોથી જણ્યું છે કે અવાજ કોઇ રીતનું બળ ધરાવે છે, કે જેથી આપણાં શરીર અને મન ઉપર અસર થાય છે. હવે અવાજની અસર જાહેર અને અણુદીઠ કેવી રીતે થાય છે તે જાણવાની અહિંયાં જરૂર છે. પહેલાં અવાજ કેમ ઉત્પન્ન થાય છે તે તપાસ્યે. જ્યારે એક ચીજમાં ધ્રુજરી, ધ્વનિ અથવા હીલચાલ થઇ હવામાં પણ તેવીજ હીલચાલ થઇ અને હવા મારફતે એ ધ્રુજરી આપણા કાનના ચોકકસ અવયવ ઉપર પડે છે, ત્યારે

આપણને અવાજ સંભળાય છે. આપણે એક શબ્દ બોલ્યે છીયે ત્યારે આપણાં ગળામાંની હવાને આપણી જીભ ચોકકસ રીતે હીળવે છે. જે ધ્રુજરી હવા મારફતે આપણા કાનના અવયવ ઉપર પડી આપણને અવાજ સંભળાય છે. જુદા જુદા અવાજો થવાનું મુખ્ય કારણ એજ કે હવામાં જુદી જુદી રીતની ધ્રુજરી અથવા ધ્વનિ થાય છે.

જુદા જુદા અવાજો આપણાં શરીરમાં જુદી જુદી લાગણીઓ કેમ ઉત્પન્ન કરે છે તે હવે આપણને સારી રીતે સમજ પડશે. જ્યારે કોઇ રીતનો અવાજ ઉત્પન્ન થાય છે ત્યારે હવામાં ચોકકસ રીતની ધ્રુજરીઓ અથવા ધ્વનિ થાય છે જે કાનના અવયવ ઉપર પડે છે જે અવયવને જ્ઞાનતંતુ મારફતે ભેજાં સાથે સંબંધ હોય છે. આ ધ્રુજરી ભેજાંને પહોંચે છે ત્યારેજ આપણને સંભળાય છે. હવે ભેજાંમાંથી દોરાથી પણ બારીક જ્ઞાનતંતુઓ આખાં શરીરમાં વ્યાપી રહેલા હોય છે તેથી જ્યારે અવાજ ભેજાંને પહોંચે છે ત્યારે એ અવાજની ચોકકસ રીતની ધ્રુજરી આ જ્ઞાનતંતુ મારફતે આખાં શરીરના દરેક રજકણમાં પેલીજ ધ્રુજરી પેદા કરે છે જેથી આપણને લાગણી થાય છે. મધુર અવાજથી ખુશ લાગણી થાય છે અને કઠોર અવાજ કંપારી ઉત્પન્ન કરે તેનું કારણ હવે આપણને સમજ પડે છે. તેનું કારણ એજ કે કઠોર અવાજ હવામાં એવી તો ખરાબ ધ્રુજરી અથવા ધ્વનિ કરે છે, જે આપણાં શરીરનાં રજકરણમાં પણ તેવીજ ખરાબ ધ્રુજરી કરે છે, જેથી આપણને ખરાબ લાગણી થાય છે અને મધુર અવાજ એથી ઉલટું સારી ધ્રુજરી કરે છે જેથી ખુશ લાગણી થાય છે. અવાજ જેવી રીતે હવામાં ધ્રુજરી અથવા ધ્વનિ કરે છે તેવીજ રીતની ધ્વનિ આપણાં શરીરમાં ઉત્પન્ન થાય છે અને તેથી શરીરમાં તેવી લાગણી થાય છે, આ ફકટ અવાજની અસર છે.

હવે શબ્દની અસર વળી જુદીજ રીતની છે. એક શબ્દથી બે રીતની અસર થાય છે, એક તો શબ્દના અવાજની અને વળી બીજી તો તે

શબ્દના અર્થની. એક શબ્દ મધુર અવાજથી અથવા ગાયણના સુરથી બોલવામાં આવે છે ત્યારે તે શબ્દના મધુર અવાજથી ખુશ લાગણી ઉત્પન્ન થાય છે અને શરીરને શાંત બનાવે છે, એટલુંજ નહીં પણ જ્યારે એ શબ્દનો અવાજ ભેજાને પહોંચે છે અને તેમાં એ શબ્દનો અર્થ મન ઉકલાવે છે અને જો તે શબ્દનો અર્થ સારો થતો હોય છે તો વળી મનની ઉપર પણ અસર થાય છે અને મન પણ ઉંચ સ્થિતિમાં આવે છે તેથી ખાલી અવાજ કરતાં શબ્દની એ રીતની અસર આપણા ઉપર થાય છે. ત્યારે જો એક શબ્દની એવડી અસર કરવી હોય તો તે શબ્દને ગાયણના સુરથી ઉચ્ચારવા જોઇયે, તેવી બંદગી ગાયણરૂપી હોય છે તો તે વધારે અસરકારક નિવડે છે. આપણે જાણ્યું તેમ હવામાં ધ્વનિ કરે છે, જે ધ્વનિની અસરથી આપણામાં લાગણી થાય છે. હવે જયારે અવાજ હવામાં ધ્રુજરી ઉત્પન્ન કરે છે ત્યારે હવામાં શું શું ફેરફાર થાય છે તે તપાસ્યે.

## બંદગીનાં અવાજથી થતો અણદીઠ ફેરફાર.

કેટલાક વિદ્વાન શાસ્ત્રીઓનું કહેવું એવું છે કે અવાજ ત્રણ રીતની શકિત ધરાવે છે. અવાજ અણદીઠ રીતે આકારો ઉત્પન્ન કરે છે, આકારોની જાળવણી કરે છે, અને આકારનો નાશ પણ કરે છે. એ વિદ્વાનો પોતાનું મત આપતાં જણાવે છે કે:—

"Every sound has its own form, every sound generates and builds a form and again changes (or breaks up) that form into a different form. Thus every sound has this triple character that it builds or upholds form, and that it destroys form."

અવાજથી અણદીઠ રીતે આકારો કેમ ઉત્પન્ન થાય છે, તેઓનો

અવાજ કેમ નાશ કરે છે અથવા કેવી રીતે રક્ષણ થાય છે તેનો કેટલાક વિદ્વાનો જેવો કે પ્રોફેસર ટીન્ડલ વગેરેએ કીધેલા પ્રયોગો અહિંયાં ટુંકમાં રજુ કરીશું જેથી અવાજ કેવી બળવાન શકિત ધરાવે છે તેનો કાંઇક ખ્યાલ આવશે.

પહેલાં અવાજથી આકારો ઉત્પન્ન થાય છે તેના પ્રયોગો તપાસ્યે. એક પાતળું પીતલનું પતરૂં લઇ તેને એક બાજુથી લાકડાંમાં જડવું હવે બીજી બાજુએથી એક સારંગી વગાડવાનો "બો" ઘસવો જેથી પેલાં પતરાંમાંથી અવાજ નીકળશે, પણ એ અવાજે શું આકાર ઉત્પન્ન કીધો છે તે આપણે જોઇ શકયે નહીં. એ અવાજનો આકાર કેવો હોય છે તે જાણવાને માટે પેલાં પતરાંની સપાટી ઉપર થોડો ચોખાનો આટો ભભરાવવો અને પછી એ પતરાંની કોર ઉપર પેલો સારંગીનો "બો" ઘસવો જેથી પેલાં પતરાંમાં ધ્રુજરી થઇ અવાજ નીકળશે અને પેલા ચોખાના લોટમાં ચોકકસ રીતના આકારો માલમ પડશે. એ આકારો ભુમિતિ શાસ્ત્રને બરાબર અનુસરતા ત્રીકોન વગેરે આકારોના માલમ પડશે.

આજ રીતે અખતરાઓ કરી મીસીસ વૅટસ હયુજીસ સાબેત કરે છે કે એક શીંગડાંના આકારનાં વાજીંત્રમાંથી કોઇ માણસ ગાયણ ગાય તો તે અવાજથી ફર્ન ઝાડ જેવા ઝાડના અને ફુલોના આકારો થાય છે. આવા કેટલાક અખતરાઓથી સાબેત થયું છે કે દરેક અવાજનો ચોકકસ આકાર ઉત્પન્ન થાય છે.

કેટલાક ગુપ્ત જ્ઞાનીઓનું કહેવું એવું છે કે દુન્યામાં જુદા જુદા આકારો ઉત્પન્ન થયા તે ઇશ્વરનો પહેલો શબ્દ અથવા અવાજથીજ જેને હીંદુએ "શબ્દ બ્રહ્મ" કહે છે અને ખ્રીસ્તીઓ "પહેલો શબ્દ" કહે છે. મૂળ પદાર્થમાં અવાજના બળથી સઘળી સૃષ્ટિ હૈયાતીમાં આવી હતી. અવાજ વગર આકાર હોઇ શકે નહીં અને દરેક અવાજનો આકાર હોય છે.

હવે અવાજની નાશ કરવાની શકિત કેવી બળવાન છે તે થોડાક વિદ્વાનોના અખતરા વડે તપાસ્યે. જે પ્રમાણે અવાજની ઉત્પત્તી કરવાની શકિત છે તેજ પ્રમાણે વળી નાશ કરવાની પણ શકિત છે. આપણે જાણ્યું તેમ અવાજ હવામાં ધ્રુજરી અથવા ધ્વનિ કરે છે, મધુર અવાજની ધ્વનિ નમ્ર અને હળવેથી થાય છે જેથી બંધારણ થાય છે, જયારે બહુ જોશમાં અવાજ થાય છે ત્યારે તે અવાજોની ધ્વનિ એટલી તો જોશમાં થાય છે કે જેથી નાશ થાય છે.

પહેલાં આપણે જાણવાનું છે તે એજ કે ચોક્કસ અવાજ બીજી ચીજમાં પણ અવાજ ઉત્પન્ન કરી શકે છે. સીતાર અથવા દીલરૂબા જેવાં વાજીંત્રોમાં ફકટ એકજ તાર ઉપર વજાડવામાં આવે છે જયારે બીજા તારો પોતાની મેળે વાગે છે. પાછળા તારો જુદા જુદા સા–રે–ગ–મના સુરો ઉપર ચઢાવેલા હોય છે. હવે જયારે પહેલા તાર ઉપર "સા" નો સુરો વગાડવામાં આવે છે ત્યારે પાછલો તાર જે "સા"ના સુર ઉપર ચઢાવેલો હોય છે તેમાં પોતાની મેળે "સા" નો સુર વાગે છે. જો કોઇ ચીજોનું બંધારણ એકજ સુરથી થયું હોય તો એ ચીજોને એક એક તરફ લાગણી હોય છે. એક ચીજોમાં અવાજ કરવામાં આવે છે તો કાંઇબી સંબંધ વગર બીજી ચીજોમાંથી તેવાજ અવાજ નિકળે છે યાને બીજી ચીજ ઉપર તેવીજ અસર થાય છે. આપણે જાણ્યું તેમ દરેક ચીજનું બંધારણ ચોકકસ અવાજથી, સુરથી અથવા તો ધ્વનિથી થયું છે. હવે જો કોઇક રીતના અખતરાથી જાણી શકાય કે આ ચીજનું બંધારણ આવી રીતના અવાજના સુરથી થયું છે અને જો તે સુરનો અવાજ તે ચીજ આગળ કાઢવામાં આવે અને તે સુર ધીમેથી કાઢવામાં આવે તો પેલી ચીજમાં નમ્ર અસર થવા માંડે છે અને જો સુર બહુજ જોશમાં કાઢવામાં આવે છે તો પેલી ચીજ તે સુર ખમી શકિત નથી અને તે ચીજનો નાશ થાય છે.

આપણે હવે થોડાક અખતરાઓની વિગત રજુ કર્યે જેથી ઉપલી બાબદ સેહેલાઇથી સમજ પડશે.

એક પાણી પીવાનું "તમ્બલર" લઇયે અને તેના અરધા ભાગ જેટલું પાણી તેમાં નાંખ્યે. હવે એ "તમ્બલર" શું "સુર" અથવા અવાજ ધરાવે છે તે જાણવું જોઇયે. તેને માટે એ તમ્બલર અથવા "ગ્લાસ" ઉપર એક લાકડી મારી તેમાંથી કયા "સુર"નો અવાજ નીકળે છે તે પારખવું જોઇયે. ત્યાર પછી તે "ગ્લાસ"ને કોઇક રીતે અડકયા વગર તેની આગળ કોઇબી વાજીંત્રથી તે "સુર" જેટલા જોશમાં નીકળે એટલો કાઢવો, અથવા તો કોઇ ઉસ્તાદ ગાનાર પાસે તે "સુર" ગવાડવો તો તુરત માલમ પડશે કે પેલા "ગ્લાસ"માંથી પણ તેવોજ "સુર" અથવા અવાજ કાંઇબી રીતના સંબંધ વગર નીકળશે અને તેમાંના પાણીમાં ધ્વનિ અથવા ધ્રુજરી થવા માંડશે. હવે જો પેલો "સુર" બહુજ ઉપર અને ઉપર ચઢાવીને વજાડવા અથવા ગાવામાં આવે તો પેલા "ગ્લાસ"માંના પાણીમાં વધારે ને વધારે ઉછાળા થવા માંડશે. આ રીતે પાણીમાં હીલચાલ થવાનું કારણ તો પેલા "ગ્લાસ"માં ધ્રુજરી થવાથી થાય છે. હવે જો બહુજ ઉંચા સુરથી પેલો અવાજ કાઢવામાં આવે તો પેલા "ગ્લાસ"ના કાચમાં બહુજ જોશમાં ધ્રુજરી થવા માંડશે અને સેવટે પેલું ગ્લાસ ભાંગીને ટુકડે ટુકડા થઇ જશે. અખતરા ઉપરથી આપણે તપાસ્યું છે કે પેલા "ગ્લાસ" સાથે કાંઇ પણ સંબંધ રાખ્યા વગર ફક્ટ તેની આગલ તેના સુરનો અવાજ કાઢવાથી પેલાં ગ્લાસનો નાશ થઇ ગયો હતો. ફક્ત અવાજના બળથી કેમ નાશ થાય છે તે આવા અખતરાઓથી પુરવાર થાય છે. પ્રૉ૦ ટીન્ડલે (Pro. Tyndall) પણ કેટલાક પ્રયોગો કરી પુરવાર કીધું છે કે અવાજમાં નાશ કરવાની શકિત છે. અવાજના આવા બળનો વધુ ખ્યાલ આપવા થોડાક બીજા દાખલા તપાસીશું.

કોલબ્રુક ડેલ (Colebrook Dale) માં જ્યારે એક લોખંડનો

પુલ બંધાતો હતો ત્યારે કહેવામાં આવે છે કે એક "ફીડલ" અથવા સારંગી વગાડનાર ત્યાં આવ્યો અને મજુરોને કહેવા લાગ્યો કે "મારી ફીડલના અવાજથી આ બંધાતો પુલ તોડી પાડી શકું છું." પેલા મજુરો હસવા લાગ્યા અને તેને કહેવા લાગ્યા કે તને જોઇએ તેટલી "ફીડલ" વગાડ. પેલો "ફીડલર" અવાજનું બળ કેટલું બળવાન છે તે જાણતો હતો. તે વગાડવા લાગ્યો અને સેવટે પેલા પુલમાં રહેલા અવાજનાં સુર ઉપર ફીડલ વગાડી જેની અસરથી પેલો પુલ હાલવા લાગ્યો. તે પુલ એટલો તો હાલવા લાગ્યો કે પેલા અજાયબીમાં ગરકાવ થઇ ગયલા મજુરો તેને વાજીંત્ર વગાડવાનું બંધ કરવાને કાલાવાલા કરવા લાગ્યા.

બીજા દાખલા લઇયે. જ્યારે પણ એક લશકર પુલ ઉપર જાય છે ત્યારે તેઓને બેન્ડ વગાડવા અને એક હારમાં સરખા પગ મુકી ચાલવા દેવામાં આવતા નથી, કારણ સરખા પગ મુકી આખું લશકર આવે છે ત્યારે આખો પુલ ધ્રુજી રહે છે અને કેટલી વખતે તુટી પડે છે. આગગાડીનું એનજીન બનાવનાર જાણીતો એનજીનીયર સ્ટીફનસન વિષે લખવામાં આવ્યું છે કે તે એવું કહેતો હતો કે એક પુલની ઉપર ગમે તેટલાં માણસો અને ઢોરો હોય તો તેથી કાંઇ પુલને નુકસાન થતું નથી પણ તેની ઉપર જો માણસ સરખા પગ ગોઠવી કુચ કરે છે ત્યારે બહુ જોખમ ભર્યું છે.

એવું કહેવાય છે કે મેનચેસતર આગળનો બ્રોટનની બાજુનો પુલ ફકટ ૬૦) માણસની લશકરી ટુકડીના કુચ કરવાથી ભાંગી ગયો હતો. આવીજ રીતે ફ્રાન્સની એક લશકરની ટુકડી એનજીયસનો પુલ ઓળંગી જતી હતી ત્યારે તેને ભયંકર અકસમાત થતો હતો. તેઓને વારંવાર હોકમ આપવામાં આવ્યો હતો કે તેઓએ ગોઠવાઇને ચાલવું નહીં પણ સઘળાઓ છુટા પડી ચાલવું કારણ તે પુલ બાર વરસનો જુનો હતો અને તુરતનો સમારેલો હતો. પણ જવાની ઉતાવળ હોવાથી પેલો હોકમ તેઓએ ધ્યાનમાં

લીધો નહીં. પેલો પુલ તુટી પડયો અને આ આખી લશકરની ટુકડીનો નાશ થયો હતો. જેઓએ લશકરને કુચ કરતાં તપાસ્યું છે તેઓએ જાણ્યું હશે કે જ્યારે પણ લશકર ગોઠવાઇને સરખાં પગલાંથી ચાલે છે ત્યારે તેઓ આખો રસ્તો કેવો ધ્રુજાવી નાખે છે, આ દાખલાઓથી સીધ્ધ થાય છે કે અવાજમાં નાશ કરવાની શકિત પણ છે.

હવે અવાજના બળથી એક ચીજનો નાશ કેમ થાય છે તેની વિદ્યાને આધારે તપાસ કર્યે. પહેલાં જે અગત્યનું જાણવાનું છે તે એજ કે દરેક અવાજના બળથી કાંઇ ચીજેનો નાશ થતો નથી. પેલા પાણીનું ગ્લાસ અવાજના બળથી ભાગી ગયું તે કયારે, કે જયારે પહેલાં પેલાં ગ્લાસના પોતાના અવાજનો સુર શું છે તે જાણી તેજ સુરનો અવાજ વાજીંત્ર વડે પેલા ગ્લાસ આગળ ઉંચે ને ઉંચે ચઢાવી વજાડવાથી પેલું ગ્લાસ ભાગી ગયું હતું. તેથી પહેલાં જાણવાનું છે તે એજ કે જો એક ચીજના અવાજનાં બળથી નાશ કરવો હોય તો પહેલાં તે ચીજનો પોતાના અવાજનો સુર શું છે તે જાણવો જોઇએ ત્યાર પછી તેજ સુરનો અવાજ તે ચીજ આગળ કાઢવામાં આવે છે ત્યારે લાગણી (Sympathy)ના કાયદાને આધારે તે સુરનો અવાજ પેલી ચીજના સુરના અવાજને મળતો હોવાથી પેલા વાજીંત્રનો તેજ સુરનો અવાજ દુરથી કાઢવામાં આવે છે તે છતાં પેલી ચીજમાં અસર થવા માંડે છે. તે ચીજની દરેકે દરેક રજકણુમાં ધ્વનિ થવા માંડે છે. જ્યારે એ ચીજ આગળ તેના અવાજનો સુર બહુ ઉંચા તબક્કા ઉપર લઇ જવામાં આવે છે ત્યારે પેલી ચીજમાં બહુજ જોશમાં ધ્વનિ થાય છે અને છેવટે જયારે સુરના અવાજની ધ્વનિ બહુજ જોસમાં તે ચીજમાં જાય છે ત્યારે તે ચીજ ભાગી જાય છે કારણ તે ચીજ ચોક્કસ રીતનીજ ધ્વનિ ખમી શકે છે, પણ સુર જેમ જેમ ઉપર ચઢે છે તેમ તેમ તેની ધ્વનિ બહુજ જોશમાં થાય છે અને પેલી ચીજના રજકણો જે એક એકના આકર્ષણથી

એક એકને વળગી રહેલા હોય છે તેની વચમાં ઘુસી જઇ તેઓને એક-મેકથી જુદા કરી નાખે છે જેથી પેલી ચીજનો ભુકેભુકો થઇ જાય છે.

અવાજ જેમ નાશ કરે છે તેમ વળી દરેક ચીજનું રક્ષણ પણ કરે છે. જો અવાજ મધુર અને નમ્ર પ્રકારનો હોય છે તો તેની ધ્વનિ નમ્ર પ્રકારની હોવાથી તે દરેક ચીજમાં સારી રીતની ધ્વનિ ઉત્પન્ન થાય છે, જેથી તે ચીજને રક્ષણ મળે છે. કારણ જો કોઇ ચીજમાં બગાડો થયો હોય છે તો આવી નમ્ર ધ્વનિથી તેમાં પાછો સુધારો થાય છે. જો આપણે ગમગીનીથી નીરાશ અને સુસ્ત થયા હોઇયે અને આપણામાં બગાડો થયો હોય છે ત્યારે ગાયણની મધુર રાગણી વજાડવામાં અથવા ગાવામાં આવે છે તો તે આપણને કેવી ખુશ બનાવે છે, કેવી તેજી આપણામાં લાવે છે?

આ સઘળા દાખલા દલીલોથી પુરવાર થયું છે કે અવાજમાં આકારો ઉત્પન્ન કરવાની, આકારોનો નાશ કરવાની અને આકારોનું રક્ષણ કરવાની શક્તિ છે. આ રીતની અવાજની શક્તિઓનો અભ્યાસ કરી કેટલાક ગુપ્ત જ્ઞાનીઓ જણાવે છે કે ઇશ્વરે અવાજનાં બળથીજ સૃષ્ટિ ઉત્પન્ન કીધી છે. આ ઇશ્વરના શબ્દનો હીંદુઓ "શબ્દ બ્રહ્મ" કરી કહે છે અને ખ્રીસ્તીઓ પણ "પહેલા શબ્દ"થી ઓળખે છે. ખ્રીસ્તી બાઇબલમાં સેંટ જૉનના એક ફકરામાં જણાવવામાં આવ્યું છે કે "In the beginning was the Word and the Word was with God, and the Word was God." "સર્વથી પહેલાં શબ્દ હતો, અને શબ્દ ખોદા પાસ હતો અને તે શબ્દ 'ઇશ્વર' હતો."

જરથોસ્તી ધર્મમાં પણ એ પહેલા શબ્દને "અહુનવર" તરીકે ઓળખવામાં આવ્યો છે. જરથોસ્તી ધર્મમાં "અહુનવર"ને વિષે યશ્નત ૧૯માં જણાવવામાં આવ્યું છે કે તે શબ્દ સર્વથી પહેલો હતો, દુન્યાની તમામ પેદાયશથી પહેલો એ "અહુનવર" હતો.

જરથોસ્તી ધર્મમાં "અહુનવર"નો કલામ "યથા અહુ વઇરયો"ના કલામથી ઓળખાયલો છે. આ કલામ અદભુત શકિત ધરાવે છે. એ કલામ ગાયણથી ગાવા જોઇયે. આપણા જરથોસ્ત સાહેબે એ કલામના બળથી તમામ દેવ દરૂજ યાને નાશ કરનારી શકિતને પોતાથી દુર કીધી હતી. આપણે મનશકિત અને અવાજ વિદ્યાના જે બળો દરશાવ્યા છે તેવાં બળો વાપરી આ કલામનો ઉપયોગ કરવામાં આવે તો આપણા ધર્મમાં એ કલામનું જે બળ દરશાવ્યું છે તેનો કાંઇક અનુભવ મેળવવાને આપણે શકિતવાન થઇ શકયે. એ "અહુનવર"ની બંદગીનો અર્થ તપાસતાં માલમ પડે છે કે જે શકિતવડે ઇશ્વરે આ દુન્યા પેદા કીધી તે ખુદ શકિત આ કલામમાં દરશાવી છે. આ કલામનાં ખરાં બળથી એક માણસ રાજા જેવી સત્તા ધરાવી શકે. જરથોસ્તીઓ આ કલામનાં ખરાં બળનો કયારે અનુભવ મેળવશે કે જયારે આ પુસ્તકમાં દરશાવેલી મનશકિત યાને આત્મશકિતનું અને અવાજના બળનું ઉંડાણ જ્ઞાન મેળવી તેનો ઉપયોગ કરશે ત્યારેજ. આ કલામનો ઉપયોગ કરવામાં આત્મશકિત અને અવાજશકિત બન્નેનો સરખો ઉપયોગ થવો જોઇયે. એ કલામ આપણા ધર્મ પ્રમાણે ગાઇને ભણવા જોઇયે એમ ખુલ્લેખુલ્લું જણાવેલું છે તેનું કારણજ એ કે એ કલામ અવાજ વિદ્યાને આધારે ભણવો જોઇયે.

હીંદુ ધર્મમાં પણ એક શબ્દ વિષે બહુ વિવેચન કીધું છે જે શબ્દનો અવાજ બહુ બળ ધરાવે છે. એમ જણાવવામાં આવે છે એ શબ્દ જયારે કોઇ માણસ બરાબર રીતે બોલે છે તો તેમાંથી બહુ બળવાન શકિત બહાર પડે છે. એ શબ્દ "ઓમ" યાને ૐ તરીકે જણાયલો છે. એ શબ્દ જુદી જુદી રીતે બોલવાથી તેમાંથી જુદી જુદી શકિતઓ નિકળે છે. એ શબ્દ ત્રણ અક્ષરનો બનેલો છે, અ–ઓ–મ–એ ત્રણે અક્ષર જુદું જુદું બળ ધરાવે છે. પહેલો અક્ષર 'અ' છે તે ઉત્પન્ન કરનારી શકિત ધરાવે છે,

બીજો અક્ષર 'ઓ' રક્ષણ કરનારી શકિત ધરાવે છે, ત્રીજો અક્ષર 'મ' નાશ કરનારી શકિત ધરાવે છે. એ ત્રણે અક્ષરો એક સરખી રીતે બોલવામાં આવે છે તો ઉત્પન્ન કરનારી, રક્ષણ કરનારી અને નાશ કરનારી શકિતઓ આપણામાં અને આપણી આસપાસ સમતોલ રીતે કામ કરે છે, અને સઘળે શાંતી રહે છે પણ જ્યારે એ શબ્દ એવી રીતે બોલવામાં આવે કે પહેલો અક્ષર 'અ' ઉપર ભાર મુકાય તો ઉત્પન્ન કરનારી શકિત બહુ બળવાન કાર્ય કરે છે અને કોઇ રીતની ઉત્પત્તિ થાય છે. એ પ્રમાણે જુદા જુદા અક્ષરો ઉપર ભાર મુકવામાં આવે તો જુદી જુદી શકિત બળવાન થાય છે. આપણે આગમચ વાંચી ગયા તેમ અવાજમાં ઉત્પન્ન કરનારી રક્ષણ કરનારી અને નાશ કરનારી શકિત છે. અવાજની એ ત્રણે શકિતઓ આ 'ઓમ' નામના શબ્દમાં સમાયલી છે. હીંદુઓના મહાન રૂષીઓ અને યોગીઓજ એ 'ઓમ' શબ્દનો અવાજ બરાબર રીતે કાઢી શકે છે, બીજાઓને આવડતો નથી. જેઓ સંસારી માણસ હોય છે તેઓને એ શબ્દનો અવાજ કાઢવાની સખ્ત મનાઇ જણાવી છે કારણ એ અવાજ જો બરાબર કાઢવામાં આવતો નથી તો તેથી માણસને બહુજ નુકસાન કરે છે. માટે એ શબ્દનો અવાજ બરાબર કાઢવાનું શિક્ષણ જ્યાંસુધી મળે નહીં ત્યાંસુધી "ઓમ" શબ્દનો અવાજ કાઢવો નહીં.

આપણે વિદ્યાને આધારે અવાજ ઉત્પન્ન કરવાની, રક્ષણ કરવાની અને નાશ કરવાની શકિતઓ તપાસી છે તેવીજ શકિતઓ વળી આપણી વિચાર શકિત ધરાવે છે. કારણ આપણા શબ્દો કાંઇજ નહીં પણ આપણા વિચારોને અવાજ મારફતે આ ભુવન ઉપર જાહેર કર્યે છીએ તેજ છે.

આપણા મનના વિચારો જાહેર કરવા હોય તો શબ્દ મારફતે જાહેર થાય છે. આપણા વિચારો મનનાં ભુવન ઉપર કાર્ય કરે છે જ્યારે એ

વિચારો શારીરીક ભુવન (Physical plane) ઉપર શબ્દો મારફતે જાહેર થાય છે. મનનું ભુવન (Mental plane) બહુજ સુક્ષ્મ "ઇથર" (Ether) નામના તત્વોનું બનેલું છે જ્યારે આ શારીરીક ભુવન પેલા ભુવન યાને બહુજ ઘટ યાને નક્કર પદાર્થનું બનેલું છે તેમજ હવાનું બનેલું છે. આપણે જાણ્યું તેમ આપણો વિચાર હજારો માઇલ જઇ શકે છે કારણ મનનું ભુવન "ઇથર" નામના અતી સુક્ષ્મ તત્વોનું બનેલું હોવાથી તેમાંથી વિચારને પસાર થવાને કાંઇબી રીતની મુશ્કેલી પડતી નથી જ્યારે અવાજને હવા અને નક્કર પદાર્થમાંથી પસાર થવું પડે છે, તેથી અવાજને પસાર થવાને મુશ્કેલી પડે છે તેથી અવાજ થોડેક તફાવતે જઇ પછી તેની અસર થતી નથી. અવાજથી આપણે જે કાર્ય કર્યે છીયે, તેને માટે અવાજ દુર જાય તો ફાયદાકારક નથી કારણ તેથી ગડબડ વધી જાય અને લોકોની મનની શાંતી રહી શકે નહીં તેથી અવાજનું બળ થોડાકજ વિસ્તારમાં રહે એટલું ફાયદાકારક છે. અવાજ થોડાક વિસ્તાર ઉપર પોતાનું કાર્ય કરે છે. તેથી શારીરીક ભુવન ઉપર વિચાર કરતાં અવાજ બહુજ બળ ધરાવે છે. અવાજ જે પ્રમાણે આકારો ઉત્પન્ન કરે છે, તેનું રક્ષણ કરે છે અને તેનો નાશ કરે છે તેજ પ્રમાણે વિચારશકિત પણ મનના ભુવન ઉપર આકારો ઉત્પન્ન કરે છે, તેનું રક્ષણ કરે છે અને તેનો નાશ પણ કરે છે.

## મંત્ર વિદ્યાની સમજણ.

અવાજની ઉત્પન્ન કરવાની, રક્ષણ કરવાની અને નાશ કરવાની જે જે શકિતઓ વિદ્યાને આધારે તપાસી છે તે ઉપરથી આપણા ધર્મોમાં મંત્ર વિદ્યા ઉત્પન્ન થઇ છે. જરથોસ્તી ધર્મમાં એ વિદ્યાને માથ્રવાની તરીકે ઓળખાવી છે, ત્યારે એ મંત્ર વિદ્યા અથવા આપણી માથ્રવાની તે શું છે અને કેવું બળ ધરાવે છે તેની આપણને હવે સહેલાઇથી સમજ પડશે.

આપણે એવું જાણ્યે છીયે કે ચોક્કસ મંત્ર અથવા તો ધર્મના કલામો ભણ્યાથી ચોક્કસ અસરો થાય છે. એમ થવાનું કારણ હવે આપણને સમજ પડે છે. આવાં મંત્રોથી જે અસર થાય છે તેનું કારણ એજ કે તેમાં સમાયલી મનશકિત અને અવાજની શકિત ચોક્કસ રીતનું બળ ધરાવે છે તેથી થાય છે. અવાજ વિદ્યાને આધારે આપણને માલમ પડે છે કે આવાં મંત્રોથી ચોક્કસ રીતની ધ્વનિ અથવા ધ્રુજરી થાય છે જેની અસર થાય છે. મંત્ર ભણનારે મન પવિત્ર રાખવું જોઇએ અને મંત્રની અસર ઉપર કોઇ રીતની શંકા દેખાડવી જોઇયે નહીં. દૃઢ મનથી મંત્ર ભણવાથીજ તેની અસર માલમ પડે છે.

જરથોસ્તી ધર્મમાં પણ જણાવવામાં આવ્યું છે કે બંદગીના ચોક્કસ કલામો ભેદા અસર કરનારા છે, તેઓને "માથ્રવાણી" તરીકે ઓળખાવવામાં આવ્યા છે, જેનાં બળથી ખરાબ શકિતનો નાશ થાય છે. જરથોસ્ત પેગમ્બરને વાસ્તે પણ જણાવવામાં આવ્યું છે કે જ્યારે દેવદરૂજો તેને હેરાન કરતા ત્યારે તે પણ "માથ્રવાણી" અથવા "યથા અહુ વઇરીયો"ના કલામ ભણતા કે સઘળી ખરાબ શકિતઓનો નાશ થઇ જતો હતો. જરથોસ્ત પેગમ્બરને "માથ્રાન" એટલે મંત્રનો ભણનાર તરીકે આપણા ધર્મમાં ઓળખવામાં આવે છે.

આપણે મનશકિત અને અવાજનું બળ વિદ્યાને આધારે તપાસ્યું છે તે ઉપરથી આપણી ખાત્રી થાય છે કે મંત્ર અથવા "માથ્રવાની" અદભુત બળ ધરાવી શકે છે. એ માથ્રવાનીનો ઉપયોગ અને ફાયદો તેઓજ મેળવી શકે કે જેઓ પોતે પવિત્ર બની મનશકિત અને અવાજ વિદ્યાના ગુપ્ત ભેદો જાણી તેનો ઉમદા હેતુથી ઉપયોગ કરે.

જેઓ જુદી જુદી વિદ્યાઓનું પુરતું જ્ઞાન ધરાવતા નથી તેઓ પોતાના હાલકાં જ્ઞાનને આધારે વારંવાર કહે છે કે બંદગી કરવામાં શું ફાયદો છે;

નકામો વખત ગુમાવવાનો છે, તેઓને જ્યારે બંદગીનું બળ અહિંયાં જણાવ્યા પ્રમાણેની જુદી જુદી વિદ્યાઓને આધારે પુરવાર કરી આપવામાં આવે તો બંદગી કેવું જોરાવર બળ ધરાવે છે તેની ખાત્રી થાય.

કેટલાકો રોજ બંદગી કરે છે પણ કાંઈબી ફાયદો મેળવી શકતા નથી તેનું મુખ્ય કારણ એજ છે કે બંદગી કેવું અને કયા પ્રકારનું બળ ધરાવે છે તે વિદ્યાને આધારે તેઓ જાણતા નથી.

અહિંયાં બંદગીની વિદ્યાને આધારે જે રીતે તપાસ લીધી છે તેથી હવે ખાત્રી થઇ છે કે બંદગી બહુજ બળવાન શકિત ધરાવે છે. બંદગીનું ખરે-ખરૂં બળ તપાસવું હોય અને તેનો ફાયદો મેળવવો હોય તો બંદગીમાં સમાયલી બે શકિતઓ વિષેનું જ્ઞાન મેળવી તે પ્રમાણે બંદગી કરવી જોઇયે. એ બે શકિતઓ એક મનની અને બીજી અવાજની છે. આપણે હવે જાણ્યું છે કે મન શકિત કેટલી બળવાન છે. મનનું બળ સેંકડો બલ્કે હજારો માઇલ જઇ શકે છે અને સેંકડો માણસો ઉપર અસર કરી શકે છે. બંદગી પણ મનશકિતનાંજ બળથી થઇ શકે છે તેથી જો પવિત્ર મનશકિતનાં બળથી બંદગી કરવામાં આવે તો તે બંદગીનું બળ કેટલું બળવાન હોય છે અને તેની અસર કેટલા મોટા વિસ્તાર ઉપર થઇ શકે છે તેની હવે આપણને સમજ પડે છે. વળી આપણે જાણ્યું છે કે આપણી મનશકિત ઉત્પન્ન કરવાની, રક્ષણ કરવાની અને નાશ કરવાની શકિતઓ ધરાવે છે માટે બંદ-ગીનાં બળથી આપણે સારી શકિતઓ હર વખતે ઉત્પન્ન કર્યે છીયે. એ સારી શકિતઓ આપણી આસપાસ એકઠી થાય છે અને મુશકેલીના વખ-તમાં તેનાથીજ આપણને રક્ષણ મળે છે. બંદગી મારફતે પવિત્ર બળ જે આપણા મનમાંથી કાઢયે છીયે તેજ બળ આપણું રક્ષણ કરે છે. જો બંદગી મારફતે તે આપણે મુશકેલીમાં રક્ષણ મળે એવા ખ્યાલથી બંદગી કરવામાં આવે તો ખુદ તે બંદગીનું બળ પણ આપણું રક્ષણ કરે છે કારણ મન

શકિતમાં રક્ષણ કરવાની શક્તિઓ પણ સમાયલી છે. વળી મનશકિતમાં નાશ કરવાની શકિત પણ સમાયલી છે તેથી આપણે બંદગીનાં બળથી આપણા દુર્ગુણો, ખરાબ શકિતઓ અને દેવ દરૂજોનો નાશ કરી શકીયે છીયે. જો બંદગી એવા મનથી કરવામાં આવે કે ખરાબ શકિતઓનો નાશ થઇ જાય તો તે તેવી મનશક્તિનાં બળથી નાશ પણ થઇ જાય છે.

વળી બંદગી ગાયણરૂપી કરી તેનો મધુર અવાજ કાઢવામાં આવે છે તો તે અવાજનું બળ પણ ઘણુંજ બળવાન છે તે આપણે જાણ્યું છે. માટે બંદગી ગાઇને મધુર અવાજથી કરવામાં આવે અને અવસ્તા ભાષામાંજ કરવામાં આવે તો તેનું બળ પણ ઘણુંજ બળવાન માલમ પડશે. કારણ આપણી અવસ્તા ભાષાને અવાજ વિદ્યાથી તપાસવામાં આવે તો એ ભાષાનો અવાજ કાંઇ અજબ રીતનું પવિત્ર બળ ધરાવતો માલમ પડે છે. એ ભાષાના કલામ આપણા ભેદી મંત્રો જેવા અવાજ વિદ્યાને આધારે માલમ પડે છે. આપણે જાણ્યું છે તેમ અવાજમાં પણ મનશકિતની માફક ઉત્પન્ન કરવાની, રક્ષણ કરવાની અને નાશ કરવાની શકિત સમાયલી છે. અવસ્તાની બંદગીનાં ઘણા ભણતરોમાં–ઉત્પન્ન કરવાના, રક્ષણ કરવાના અને નાશ કરવાના વિચારો દર્શાવેલા છે. અવસ્તાવાણીના આ મંત્રોનો અર્થ ઉંડાણથી સમજી ગાયણના અવાજથી ભણવામાં આવે તો એ અવસ્તા ભાષાના ભેદી કલામોનું બળ આપણને માલમ પડે.

બંદગીનું બળ વિદ્યાને આધારે તપાસ્યું છે અને ખાત્રી થઇ છે કે બંદગીનું બળ બહુજ બળવાન છે. જો આ બંદગીનાં બળનો ઉમદા હેતુથી ઉપયોગ કરવામાં આવે તો તેથી કેટલો અમુલ્ય ફાયદો એક બંદગી કરનાર પોતાને તેમજ બીજાને કરી શકે છે તે વિદ્યાને આધારે તપાસ્યું છે. બંદગીથી ઉત્પન્ન થતા પવિત્ર વિચારો "ઇથર" નામના સર્વથી સુક્ષ્મ પદાર્થમાંથી પસાર થઇ હજારો માઇલ પંથરાય છે. આવું જ્ઞાન જો કોઇ બંદગી કરનાર પોતાના

મનમાં ગોખી રાખે છે તો તે બંદગી કરતી વખતે પોતે પવિત્ર શકિતમાં ગરકાવ થઇ જાય છે એટલુંજ નહીં પણ સેંકડો માણસોની ઉપર પણ એ બંદગીનું બળ મોકલાવી શકે છે એમ આપણે દાખલા દલીલોથી જાણ્યું છે.

બંદગીનું બળ આપણે જે રીતે વિદ્યાઓને આધારે તપાસ્યું છે તે ઉપરથી આપણી ખાત્રી થાય છે કે બંદગીનું બળ ઘણું બળવાન છે. બંદગીના બળથી એક દેશમાં ઉથલપાથલ કરી શકાય છે. જો ચોકકસ માણસો ભેગા મળી એક દેશમાં ચોકકસ ફેરફાર કરવાને ખરા અંતઃકરણથી રોજ બંદગી કરે તો તે દેશમાં મોડે અથવા વહેલે ફેરફાર થયા વગર રહેશે નહીં. કારણ વિદ્યાને આધારે આપણે જાણ્યું છે કે બંદગીથી ઉત્પત્ર થતા પવિત્ર વિચારો મોટા વિસ્તારમાં ચોતરફ પંથરાય છે, અને એવાંજ બળને આધારે સ્કૉટલંડ, વેલ્સ, અમેરીકા વગેરેના ધર્મ સજીવન કરવામાં આવ્યો હતો એમ દાખલાઓથી આપણે પુરવાર કીધું છે. બંદગીનું ફકટ આજ બળ આપણને પુરવાર કરી આપે છે કે બંદગી તો એક બળવાન બળ છે, જે વિજળી અને લોહચુંબકી બળ કરતાં પણ વધારે શ્રેષ્ટ અને ચપળ છે. માટે પ્રિય વાંચનાર ! બંદગીનાં આવાં બળ ઉપર મનન કરી, આ વિદ્યાથી તારા પોતામાં સમાયલી બળવાન શકિતનું જે જ્ઞાન આ પ્રકરણ મારફતે મેળવ્યું છે તે બળવાન શકિતનો ફાયદાકારક ઉપયોગ કરવાની હવે દરેક વાંચનારની ફરજ છે. એ માહ બળવાન શકિત કેવી રીતે વાપરવી તેનો થોડોક ખ્યાલ તો વાંચનારને મળી ચુકયો છે. હવે આવતાં પ્રકરણમાં બંદગીનાં આ બળવાન બળથી કેમ ફાયદો મેળવવો તે વિષેનું જ્ઞાન આપવામાં આવશે.

માણસ જાતનો મોટો ભાગ બંદગી કરે છે, પણ બંદગી કેવું બળ ધરાવે છે અને એ બળનો કેમ ઉપયોગ કરવો તે વિદ્યાને આધારે જાણતો નથી તેથી તેઓ બંદગીના બળનો ફાયદો મેળવી શકતા નથી. તેઓની વરશોની બંદગીથી કોઇબી રીતનો ફાયદો તેઓ મેળવી શકયા નથી. પણ જ્યારે બંદગીની આપણે

વિદ્યાને આધારે તપાસ કીધી ત્યારેજ બંદગીમાં સમાયલું અણુદીઠ બળનો આપણને પુરતો ખ્યાલ આવ્યો છે.

બંદગીના બળની આ રીતે વિધાને આધારે તપાસ કરતાં બીજી અગત્યની બાબદ ઉપર ખુલાસો થાય છે.

## મરણ પામેલાં માણસ ઉપર બંદગીની અસર.

બંદગીનું બળ મરણ પામેલાં માણસને કેવી રીતે ફાયદો કરતું હશે તેની સમજ હવે આપણને બરાબર પડશે. એક માણસ મરણ પામે છે એટલે તે પોતાનાં શરીર સાથે કાર્ય કરી શકતો નથી, અને તેનાં શરીરનો નાશ થાય છે, તેથી તે આ શારીરીક ભુવન ઉપરથી જતો રહે છે જેથી આપણે તેને મરણ પામેલો કહિયે છીયે. એ માણસનાં શારીરીક તત્વોનો નાશ થયો છે, પણ એ તત્વો શિવાય તેનામાં બીજા સુક્ષ્મ તત્વો જેવા કે માનસિક, આત્મીક વગેરે છે, તે કાંઇ શારીરીક પદાર્થના બનેલા નથી, પણ બહુજ સુક્ષ્મ તત્વોના બનેલા હોય છે અને તેની જીંદગી દરમ્યાન પણ સુક્ષ્મ તત્વોનાં ભુવન ઉપરજ કાર્ય કરતા હતા. આપણા મનનું કાર્ય માનસિક ભુવનના સુક્ષ્મ તત્વમાંજ કાર્ય કરે છે અને તે કાર્ય શરીર મારફતે આ શારીરીક ભુવન ઉપર જાહેર થાય છે, તેથી જો કે માણસ મરણ પામ્યો અથવા તો આ શરીરનો નાશ થયો હોય તે છતાં તેનામાં રહેલા સુક્ષ્મ તત્વો નાશ પામતા નથી પણ તેઓ માનસિક ભુવન ઉપર રહેલા હોય છે. એ માનસિક ભુવનને આપણે બીજી દુન્યા તારીકે ઓળખ્યે છીયે. મરણ પામેલો માણસ આ દુન્યા છોડી જઇ પોતાની મનની દુન્યામાં જાય છે યાને માનસિક ભુવન ઉપર રહે છે, જેથી સઘળાઓનાં મનમાંથી ઉત્પન્ન થતા વિચારો અને લાગણી કેવી રીતની અસર કરે છે તેનું ભાન તેને આવે છે. હવે બંદગીનું બળ સુક્ષ્મ પદાર્થમાં યાને માનસિક ભુવન ઉપર કાર્ય કરતું હોવાથી અને આપણે કેટલાક દાખલાઓથી

જાણ્યું છે તેમ જેને માટે આપણે બંદગી કર્યે છીએ તેની ઉપર બંદગીની અસર થાય છે, તેથી જ્યારે મરણ પામેલાં માણસની શાંતીને માટે આપણે બંદગી કર્યે છીયે ત્યારે તે બંદગી આપણે માનસિક ભુવન ઉપરજ કર્યે છીયે અને મરણ પામેલું માણસ પણ માનસિક ભુવન ઉપર હોવાથી તેને ઘણી જલદીથી આપણી બંદગીની અસર થાય છે. જેવી બંદગી કીધી કે તુરતજ તેની અસર એની ઉપર થાય છે. એ માણસને વિષે કાંઇબી વિચાર કરવામાં આવે છે કે તુરતજ તેની અસર તેની ઉપર થાય છે, તેથીજ મરણ પામેલાં માણસની બદગોઇ કરવી નહીં અને ઘણી ગમગીનીમાં પણ રહેવું નહીં, પણ બંદગી મારફતે તેના આત્માને શાંતી ઇચ્છવી; જેથી શાંતીના વિચારો માનસિક ભુવન ઉપર વિજળીથી પણ ચપળ શકિતથી પેલું મરણ પામેલું માણસ જે મરણ પછી તુરત માનસિક ભુવન ઉપર રહેછે તેને મળે છે. આ રીતે વિદ્યાને આધારે બંદગીની તપાસ કર્યે છીયે ત્યારે મરણ પામેલાં માણસ ઉપર આપંણી બંદગી કેવી રીતે અસર કરે છે તેનો ખુલાસો મળે છે. બંદગીનું બળ કેટલું બળવાન છે તે વિદ્યાને આધારે તપાસ્યું છે અને કવી ટેનીસન જણાવે છે કે "આપણે સ્વપનામાં પણ ખ્યાલ નહીં કરી શકયે એટલાં કાર્યો બંદગીથી થઇ શકે છે" તે આપણે દાખલા દલીલોથી જાણ્યું છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## બંદગીનો જવાબ મેળવવાની રીત.

"Ask, and ye shall receive; seek, and ye shall find; knock, and it shall be opened unto you."

"માંગ અને તે તને મળશે; તલાસ કર, તે તુંને જડશે; (ઇશ્વરનો) દરવાજો ઠોક અને તારે માટે તે ખોલવામાં આવશે."

આપણે હવે બંદગીના વિષયના બહુજ અગત્યના ભાગ ઉપર આવી લાગ્યા છીયે. બંદગીનો આપણે ખરો અર્થ જાણ્યો છે. બંદગીનો અર્થ આપણે "અરજ" કીધો છે. એ "અરજ" આપણી અથવા બીજાની બેહેતરીને માટે છે, અને એ અરજ સર્વનો પેદા કરનાર અને સર્વ પેદાયશના રક્ષણ કરનારને કરવાની છે. જયારે આપણે બંદગીનો અર્થ "અરજ" કરી કીધો છે, ત્યારે તે અરજનો જવાબ મેળવવો એ બંદગીનો સર્વથી અગત્યનો ભાગ છે. અરજનો કોઇ રીતનો જવાબ તો મેળવવોજ જોઇયે. જવાબ વગરની અરજ તો હોયજ નહીં. એવી અરજ ફોકટમાં ગણાવી જોઇયે. તેજ પ્રમાણે જવાબ વગરની બંદગી પણ ફોકટ ગણાવી જોઇયે. બંદગીના જવાબનો અર્થ બીજી રીત તપાસતાં બંદગીનો કોઇ રીતનો ફાયદો મેળવવો થાય છે. આપણે અથવા બીજાને ફાયદો ન થાય એવું કાર્ય ફોકટનું ગણાવું જોઇયે, તેથી બંદગી કરનાર જો કોઇબી રીતનો ફાયદો મેળવી ન શકે તો તેની બંદગી ફોકટની ગણાવી જોઇયે. આપણે બંદગીના અમુક્ય ફાયદાઓ તપાસી ગયા છીયે, માટે એવી રીતના ફાયદાઓ બંદગી કરનાર મેળવી શકે નહીં તો તેની બંદગી નકામી થઇ પડે. દલગીરીની વાત તો એ છે

કે બંદગી કરનારાઓનો મોટો ભાગ બંદગીની મળવા જોઇતા ફાયદાઓ મેળવી શકતા નથી, અને તેનું મૂખ્ય કારણ એજ છે કે બંદગીનો ખરો અર્થ શું થાય છે, બંદગીનું બળ કેવા પ્રકારનુ હોય છે, બંદગી પોતાની અણુદીઠ અસરો કેવી રીતે કરે છે, એ સઘળી બાબદો વિષે ઘણેક દરજ્જે તેઓ અજ્ઞાન હોય છે. એક માણસ કોઇ ધંધાનું પુરતું જ્ઞાન મેળવ્યા વગર ધંધો કરવાથી કોઇ રીતનો ફાયદો મેળવી શકતો નથી, પણ ઉલટું તેને ખોટ અને નુકશાની ખમવી પડે છે, અને વખત અને પૈસાની બરબાદી થાય છે, તેજ પ્રમાણે બંદગીની વિદ્યાનાં અજ્ઞાનપણાંને લીધે કેટલાકો પોતાના કિમતી વખતની બરબાદી કરે છે, અને કોઇ રીતનો ફાયદો મેળવી શકતા નથી, માટે આ લખવાથી બંદગીનું પુરતું જ્ઞાન આપવામાં આવે છે. સત્તાવાર દાખલા દલીલો સાથે પુરવાર કરવામાં આવ્યું છે કે બંદગીનો જવાબ મળી શકાય છે. હવે આપણે બંદગીનો જવાબ કેવી રીતે મેળવી શકયે તે તપાસવાનું છે.

જે પ્રમાણે એક સદગુણી પિતા પોતાના બાળકોને રક્ષણ આપવાની ફરજ સમજે છે અને જ્યારે પણ બાળકો વાજબી અરજ પોતાના પિતાને કરે છે ત્યારે તે અરજ સ્વિકારવામાં આવે છે, પણ કેટલાંક બાળકો પોતાના પિતા પાસે એવી ચીજો માંગે છે કે જે ચીજો તેઓને નુકશાનકારક હોય અથવા તે ચીજો મેળવ્યાથી કોઇ રીતનો ગેરફાયદો થતો હોય તે ચીજો એક સમજુ પિતા કદી પણ પોતાનાં બાળકને આપતો નથી. બાળક પોતાની કમઅક્કલને લીધે પોતાને ગેરફાયદો થાય એવી ચીજો વારંવાર મેળવવાને રડે છે પણ તેઓનો સમજુ પિતા તેઓને નુકસાન કરે એવી ચીજો કદી પણ આપતો નથી. તેથીજ કેટલીક બંદગીઓનો જવાબ મળે છે અને કેટલીક બંદગીઓનો જવાબ મળતો નથી, માટે સઘળી બંદગીનો જવાબ મળી શકતો નથી.

એક નોકર પોતાનો પગાર વધારવાને માટે અથવા તો કોઇ રીતનું પોતાને નુકશાન થાય છે, યાતો કોઇ ન ધારેલા બનાવને લીધે અથવા બિમારીને લીધે પૈસાની તંગીમાં આવી પડે છે ત્યારે લાગલો તે નોકર પોતાના શેઠને અરજી લખી કાઢે છે. જો તે નોકરે પ્રમાણીકપણે નોકરી કરી હોય છે તો પોતાની અરજી શેઠ સ્વિકારશે એમ પુરતો ભરૂસો રાખશે. પોતાની બેહેતરીને માટે અથવા પોતાના સંકટમાં શેઠની મહેરબાની અથવા મદદ મેળવવા તે કેટલો લાયક છે તે પેલો નોકર પોતની અરજીમાં જણાવે છે. જો તેણે પ્રમાણીકપણે અને ખરાં અંતઃકરણથી ચાકરી કીધી હશે તો તેની અરજ શેઠે સ્વિકારવીજ જોઇએ એમ પુરતો ભરૂસો રાખશે. તે શેઠની મદદ મેળવવાને હક ધરાવે છે એવો વિશ્વાસ તેનામાં ઉત્પન્ન થશે. જો કોઇ નોકરે બરાબર ચાકરી કીધી ન હોય તો સંકટ વખતે શેઠની મદદ મેળવવાને શેઠની દયા ઉશકેરે છે અને શેઠને વચન આપે છે કે હવેથી તે ખરાં અંતઃકરણથી અને પ્રમાણીકપણે ચાકરી કરશે, અને કેટલી વખતે શેઠે તે નોકરને મદદ કરવાથી તે નોકર વધારે ઉદયોગથી ચાકરી કરશે એવું ધારી તેને ઉતેજન આપવા મદદ કરે છે. ત્યારે આપણી અરજીનો આપણી ધારણા પ્રમાણેનો જવાબ મેળવવાને માટે જે ધ્યાનમાં રાખવાનું છે તે એજ કે આપણે મદદ મેળવવાને કેટલી લાયકાત ધરાવ્યે છીયે અને જો લાયકાત ધરાવતા ન હોઇયે તો તેવી લાયકાત ધરાવવાને માટે વચન આપવું જોઇએ.

પિય વાંચનાર, બે ઘડી ખ્યાલ કર કે જયારે એક લાયકાત ધરાવનાર નોકરને મદદ કરવા એક શેઠ બંધાયલો છે, એક પિતા પોતાના બાળકની વાજબી માંગણી કબુલ કરવાને પોતાની ફરજ સમજે છે, તો સર્વનો મહાન પિતા, સર્વનો પેદાનો કરનાર અને સર્વનો રક્ષણ કરનાર ઇશ્વર આપણને દરેક સંકટમાં શું મદદ ન કરી શકે? જો આપણે ઇશ્વરની મદદ મેળવવાને લાયકાત ધરાવતા હોઇએ તો જરૂરજ સંકટ વેળાએ ઇશ્વરની મદદ મેળવી શકયે, યાને આપણી બંદગીનો જવાબ મેળવી શકયે. જો કોઇ બંદગી કરનાર

ઇશ્વરની મેહેરબાની મેળવવાની લાયકાત ધરાવતો ન હોય યાને સદ્ગુણી ન હોય તો તે માણુસ પશ્ચાતાપ કરી ખરાં અંતઃકરણથી સદગુણી બનવાને માટે વચન આપે છે તો તે પણ મદદ મેળવી શકે છે. ત્યારે બંદગીનો જવાબ મેળવવાને માટે આપણને જે ધ્યાનમાં રાખવાનું છે તે એજ કે આપણે તે મેળવવાને લાયક થવું જોઇયે. કેવી રીતની લાયકાત ધરાવવી જોઇયે કે જેથી બંદગીનો જવાબ સેહેલાઇથી મેળવી શકાય તે આપણે હવે તપાસ્યે.

આપણે જાણી ગયા તેમ આપણામાં બે બળવાન શકિતઓ કાર્ય કરે છે. એક તો મનશકિત અને બીજી આત્મશકિત છે. મનશકિત કેળવણીથી અને સંસારની દરેક ચીજોના સમાગમમાં આવ્યાથી ખીલે છે, જ્યારે આત્મશકિત પવિત્રાઇથી અને ઉમદા સદગુણોથી ખીલે છે. એ આત્મશકિત ખીલવવાને ખાતર ધર્મો ઉત્પન્ન થયા છે, ત્યારે બંદગીનું મુળ નેમ આ આત્મશકિત ખીલવવાની છે. જેઓ આત્મશકિત બંદગીનાં બળથી ખીલવે તેઓ કુદરતી રીતે ઇશ્વરના છાયામાં રહે છે.

આત્મશકિત જ્યારે બંદગીનાં બળથી ખીલે છે ત્યારે માણુસમાં છુપાયલું ઇશ્વરી અંશ ખીલવા માંડે છે અને દરેક રીતની મદદ આપોઆપ મળતી જાય છે. જેઓમાં આ છુપાઇ રહેલી આત્મશકિત કોઇ બીજી રીતે ખીલતી નથી ત્યારે તેઓ ઉપર તરેહવાર દુઃખ દરદો અને આફતો ઉતરી આવે છે, જેથી તેઓ આકળા બાવરા બની જાય છે, અને સઘળા દુર્ગુણો છોડી સદગુણો બનવાની કોશેષ કરે છે અને રાત દિવસ ઇશ્વરને યાદ કરે છે. માટે કોઇબી રીતની આફતો અને મુસીબતોમાં ગભરાવું ન જોઇયે. એ સઘળું આપણા ભલાંને માટે હોય છે અને આયંદે આપણને ફાયદોજ થાય છે. ત્યારે દરેક સંકટમાં અને મુસીબતમાં આપણને બંદગીનો જવાબ અથવા ઇશ્વરની મદદ કયારે મળી શકે છે કે જ્યારે બંદગીનાં બળથી ઉત્તમ

સદગુણો અથવા આત્મશકિત ખીલે છે ત્યારેજ; માટે બંદગીનો જવાબ મેળવવાને આપણે જે પહેલી લાયકાત ધરાવવાની છે, તે એજ કે આપણી બંદગી ઉત્તમ સદગુણવાળી અને પ્રમાણીક નિષ્ટાવાળી હોવી જોઇયે. જે પ્રમાણે એક અરજી કરનાર નોકર પોતાનાં પ્રમાણીકપણાં ઉપર પોતાના શેઠનું ધ્યાન ખેંચે છે, તેજ પ્રમાણે આપણી બંદગીમાં સમાયલા પ્રમાણીક હેતુ ઉપર ઇશ્વરનું ધ્યાન ખેંચાવું જોઇયે. ફકટ મતલબને ખાતરજ કેટલાક બંદગી કરે છે, ખરા અંતઃકરણથી બંદગી કરતા નથી. જેવી પોતાની મતલબ સરી કે પછી ખોદાઇ રાહ છોડી દે છે. એવા માણસોની બંદગીનો જવાબ મળતો નથી. કેટલાક બીજાને નુકસાન કરી પોતાનું ભલું કરવાની કોશેષ કરે છે. વેપાર, ધંધારોજગારમાં એકએકની ઉપર સરસાઇ કરી એકએકને નુકસાન કરવાની કોશેષો કરે છે. અને એવી હલકી નેમમાં ફાવવા વળી ઇશ્વરની મદદ માંગે છે, એવા મતલબી માણસોની બંદગીનો કદી પણ જવાબ મળતો નથી. એટલુંજ નહીં પણ તેઓ જયારે સંકટમાં આવે છે, ત્યારે ગમે એટલી બંદગી કરે છે છતાં ઇશ્વર તરફથી મદદ મળતી નથી. જેઓ પ્રમાણીક હેતુથી અને ખરાં અંતઃકરણથી ઇશ્વરની મદદ માંગે છે, તેઓને સંકટની વખતે જરૂરજ મદદ મળે છે. આપણે સંખ્યાબંધ દાખલા તપાસી ગયા છીયે કે જેઓએ પ્રમાણીક હેતુથી ઇશ્વરની મદદ માંગી હતી, તેઓને વખતસર મદદ મળી હતી, પણ હલકા ખવાસના માણસો પોતાનાં પ્રમાણીકપણાં ઉપર અને ઇશ્વરની અપાર શકિત ઉપર કોઇ રીતનો ઇતબાર રાખતા નથી, અને આડે માર્ગે પોતાની કોશેષો કરે છે, બીજાને કોઇ રીતનું નુકસાન કરી પોતાની મતલબ સારવા માગે છે અને વળી તેમાં પણ ઇશ્વરની મદદ માંગે છે અને ઇશ્વરની બંદગી કરે છે. કેવી રીતની નફ્નાઇ?

જે પ્રમાણે અંધકારમાં બત્તી પોતાની મેળે સળગતી નથી પણ બીજી બત્તીનીજ મદદ વડે પેલી બત્તી સળગી અંધકાર દુર થઇ જાય છે, તેજ

પ્રમાણે આપણી મુસીબતો અને દુર્ગુણોનો અંધકાર, બંદગીનાં બળથી જ્યારે આત્મીક પ્રકાશ પ્રગટ થાય છે ત્યારેજ દુર થાય છે, માટે બંદગીનો જવાબ મેળવવા માટે અથવા મુશીબતોમાં ઇશ્વરની મદદ મેળવવા માટે પ્રમાણીક હેતુથી અને સારી દયાનતથીજ બંદગી કરવી જોઇયે. એ વિષે Robert Southwell નામનો કવી આ પ્રમાણે લખે છે:—

"When thou dost talk with God by prayer—I mean;
Lift up pure hands; lay down all lust's disire;
Fix thoughts on heaven; present a conscience clear;
Since holy blame to mercy's throne aspires,
Confess fault's gulit, crave pardon for the sin;
Tread holy paths. call grace to guide therein."

સાર એજ છે કે બંદગીથી ઇશ્વર સાથે વાત કરવા માંગતો હોય તો પવિત્ર હાથો ઉંચા કરજે, સઘળી ખરાબ ઇચ્છા દૂર કરજે, સ્વર્ગ તરફજ તારૂં લક્ષ રાખજે, અંતઃકરણ સાફ રાખજે અને કોઇ રીતની કૃપા ચાહતો હોય તો તારો ગુનાહ કબુલ કરજે, તારાં પાપોને માટે માફી માંગજે, પવિત્ર રાહે ચાલજે અને તેમાં તારી રાહબરીને માટે ઇશ્વરની કૃપા માંગજે.

**યકીનઃ**—બંદગીનો જવાબ મેળવવાને બીજી અગત્યની બાબદ તપાસવાની છે તે યકીનની છે. બંદગીનાં વિચારમાંજ યકીન સમાઇ ગયલું છે, યકીન વગરની બંદગી જીવ વગરના માણુસ જેવી ગણાવી જોઇયે. યકીન તો બંદગીની જીવનશકિત છે. જો ઇશ્વરની મદદ કરવાની શકિત ઉપર યકીન ન હોય તો પછી ઇશ્વરની મદદ માંગવા જવાનું શું કારણુ? યકીન વગર ઇશ્વરની બંદગી કરવી એ ઇશ્વરની મજાક કરવા જેવું છે અને આપણે પોતે મૂર્ખ બનવા જેવું છે. એ પછી તો આપણે એક માણુસ આગળ જવું અને તેને કહેવું કે "હું બહુ મુસીબતમાં છું અને તારી મદદ માંગું છું, પણ

તું મદદ કરી શકશે એમ માનતો નથી" એમ કહેવા બરાબર છે. યકીન આપણી એવી બળવાન શકિત છે કે જે વડે અદભુત કાર્યો થઇ શકે છે. યકીન આપણને દરેક કાર્ય કરવાને શકિત આપે છે અને સેવટે તેમાં ફતેહ આપે છે. યકીન વગર કોઇબી કાર્ય સારી રીતે થઇ શકતું નથી. યકીન વગર કોઇબી કાર્યમાં ફત્તેહ મળતી નથી. યકીન વગર મનની અને તનની શકિતઓ નકામી થઇ પડે છે. આપણે બોલ્યે છીયે, ચાલ્યે છીયે અને જે શરીરનાં અને મનનાં જે કાર્યો કર્યે છીયે તે આપણે તે કરી શકયે છીયે એવું યકીન આપણામાં છે તેથીજ. જો કોઇ માણસને એવો વહેમ આપવામાં આવે કે તું બિમાર છે, તું માંડો દેખાય છે તો તે ગમે તેવો તંદરોસ્ત હોય તે છતાં બિમાર પડી જાય છે.

આપણે સાધારણ રીતે જાણ્યું છે કે કેટલાઓને એવોજ ધખારો મનમાં ઉત્પન્ન થાય છે હું ખોરાક પાચન કરી શકતો નથી તો તેઓ ખોરાક ખાઇ શકતા નથી. કેટલાકોને ચોક્કસ તબીબોની દવા ઉપર યકીન હોતું નથી તો તે દવા ગમે તેવી અસરકારક હોય છે તે છતાં તેની કાંઇ પણ અસર થતી નથી. હવે એજ દવા કોઇ બીજો મોટો તબીબ આપે છે તો તે પેલો દરદી ખુશીથી લે છે અને તેની અસર મનમાનતી થાય છે. કેટલી વખતે દરદીને પગમાં ચોકકસ દુઃખ થાય છે ત્યારે ચાલી શકાતું નથી, પણ જયારે તે દરદ સાજું થાય છે તે છતાં પેલા દરદીમાં એવોજ ધખારો બેસી જાય છે કે ચાલી શકાતું નથી, તેથી તેઓ સાજા થયા છતાં ચાલી શકતા નથી. આવા દાખલાઓ તો રોજ બનતા બનાવો ઉપરથી જાણ્યે છીયે અને એવા દાખલાઓનું બારીકીથી અવલોકન કરશું તો માલમ પડશે કે શરીરની અને મનની શકિત આપણે વાપરી શકયે છીયે તે તે વાપરવાને આપણે શકિતવાન છીયે તે આપણાં યકીનનાં બળથીજ, માટે દરેક કાર્યોમાં યકીનની જરૂર છે. હવે આપણે બે ઘડી ખ્યાલ કર્યે કે ઇશ્વર તરફનું આપણું યકીન

આપણામાં શું અસર કરી શકે છે? એ વિષે C. Marsh નામનો લખનાર જણાવે છે કે "Faith in God has a living power to maintain tha sinking heart amid the direst calamities and in the face of the darkest terrors."

"ખોદા તરફનું યકીન એક એવી જીવતી જાગતી શકિત છે કે જેથી આફતમાં કચડાઇ જતાં માણસને ગમે તેવા ભયની સામે ટકી રહેવા રક્ષણ મળે છે." ઇશ્વર તરફનું યકીન શું શું શકિત ધરાવે છે અને તે વડે કેવી રીતે માણસો મદદ મેળવી શકે છે તે આપણે ખરા બનેલા દાખલાઓથી પુરતી રીતે જાણ્યું છે. ઇશ્વર તરફનાં યકીનને લીધેજ મહાન નરો ઉતમમાં ઉતમ સદગુણો દેખાડી શકયા છે અને મહાન કાર્યો કરી પોતાનું નામ અમર કરી ગયા છે. કેટલાકોએ પોતાના જીવ અને સુખનો ભોગ આપ્યો છે, કેટલાકોએ મહા સંકટ ખુશી સાથે ખમ્યું છે. જેઓને જીવતા બાળી નાખવામાં આવ્યા છે તેઓ પણ ઇશ્વરનાં નામથી શાંતીથી બળી મુવા છે. જેઓ મહા આફતોમાં આવી પડયા હતા તેઓ ઇશ્વર તરફનાં યકીનથી ગમે તેવી આફતો સામે ટકી રહેવાને શકિતવાન થયા હતા. જેઓએ ઇશ્વરને ખરેખર પીછાણ્યો છે, જેઓ રાત દિવસ ઇશ્વરના આશક બની રહ્યા છે તેઓને કોઇ રીતનું દુ:ખ લાગતું નથી. જે પ્રમાણે એક આશક પોતાની પ્રિયાનો પ્યાર મેળવવા પોતાના જીવના જોખમે ગમે તેવો શ્રમ ખેંચવાને તૈયાર થાય છે અને તેને કોઇ રીતનું દુ:ખ લાગતું નથી તેજ પ્રમાણે જેઓ ઇશ્વર જેવી સર્વથી મહાન શકિતના આશક બન્યા છે, તેઓ ગમે તેવા દુ:ખમાં ટકી રહેવાને શકિતવાન થાય છે. જેઓએ ઇશ્વરને પીછાન્યો નથી, જેઓએ ઇશ્વરની મહાન શકિતનો ખ્યાલ કીધો નથી તેઓ આફતો અને દુ:ખોમાં જાનવરોની માફક રીબે છે, અને બચ્ચાંની માફક રડે છે, તેઓને કાંઇ સુઝ પડતું નથી, અને કેટલીક વખતે આપઘાત પણ કરે છે. કેટલાકો

ચાકરી ધંધામાં મુશકેલીમાં આવી પડે છે, ત્યારે પ્રમાણીક કોશેષો કરી ઇશ્વરનું રક્ષણ માગવાને બદલે, સેતાન એ વખતે લાલચ બતાવે છે તેઃ લાગલા અપ્રમાણીક કોશેષો કરે છે. જે વખતે માણસ મુસીબતમાં હોય છે, જે વખતે માણુસ કોઇ રીતની તંગીમાં હોય છે તે વખતે તે માણસની આ-ગળ તરેહવાર લાલચો આવી ઉભી રહે છે અને તે વખતે તેના સદગુણની પરીક્ષા થાય છે. જેને ઇશ્વરની ઉપર ખરૂં યકીન હોય છે, તે એવી વખતે પણ ગમે તેવી લાલચોને આધીન થતો નથી. તે ભુખમરો ભોગવવાને તૈયાર થાય છે પણ અપ્રમાણીક કોશેષો કરતો નથી. શું આવા સદગુણી માણસને ખોદા ભુખે મરવા દેશે? કદી નહીં. આવા માણસને વખતસર મદદ મળે છે. આપણે સંખ્યાબંધ દાખલાઓ તપાસ્યા છે, જેમાં આવા માણસોએ પોતાની બંદગીનો જવાબ મેળવ્યો છે યાને ઇશ્વરની મદદ મેળવી છે, પણ દલગીરીની વાત તો એ છે કે તંગી અને મુસીબતની વખતે માણસો લાલચને આધીન થઇ જાય છે, ઇશ્વર ઉપર આધાર રાખી પ્રમાણીક કોશેષો કરવાને બદલે કટોકટના વખતે જયારે સેતાન પોતાની તરફ લઇ લેવા લાલચો બતાવે છે ત્યારે અપ્રમાણીક બની જાય છે, અપ્રમાણીકપણાંથી થોડો વખત સહેલાઇથી પોતાની મતલબ સારી લે છે પણ જેમ કોઇબી અપ્રમાણીક કાર્ય છુપું રહેતું નથી તેમ તેનું અપ્રમાણીક કાર્ય જયારે જાહેર થાય છે ત્યારે તે પોતે વધારે મુસીબત અને વધારે તંગીમાં આવી પડે છે, અને ખાખાવરખો થઇ જાય છે. જે વખતે તેના સદગુણોની પરીક્ષા થાય છે, જે વખતે તે ઇશ્વર તરફ કેટલું યકીન ધરાવે છે તે દેખાડવાનો સમય આવે છે તેજ વખતે અપ્રમાણીક બની ઇશ્વરને વિસરી જાય છે. અત્યંત દલગીરીની વાત તો એ છે કે કેટલાક ધંધો રોજગાર કરનારાઓ પોતાનો મુદ્રા લેખ પ્રમાણીકપણુંનો હોવાને બદલે એમ માને છે કે પેટને ખાતર લુચ્ચાઇ કરવી માફ છે. એટલા વટીક કે કેટલાક ધંધા કરનારાઓ એમ પણ

ધારે છે કે જરાબી લુચ્ચાઇ કર્યા વગર ધંધામાં બરકત રહે નહીં. તેથી દુધવાળાઓ દુધમાં એક છાંટો પણ પાણી નાંખ્યા વગર કોઇને નરૂં દુધ આપતો નથી, તાડીવાળો અને દારૂવાળો પણ ઉપલા વિચારને લીધે કાંઇ નહીં તો પાણીનું ફકટ એક ટીપું પણ નાખ્યા વગર રહેશે નહીં.

પ્રીય વાંચનાર બેઘડી ખ્યાલ કરો કે આ ઇશ્વર તરફનું યકીન કે સેતાન તરફનું યકીન ? આવા માણુસો શું બંદગીનો જવાબ મેળવી શકે? શું તેઓ તંગીની વખતે ગમે તેવી મદદ માંગે તો મળી શકે ? આપણે જાણુયે છીયે તેમ ઇશ્વર સર્વનો પેદા કરનાર છે અને સર્વ શકિતમાન છે. જયારે ઇશ્વર સર્વ શકિતમાન છે અને કોઇબી રીત મદદ કરવાને શકિતવાન છે ત્યારે પછી તકલીદી લાલચોને આધીન થઇ અપ્રમાણીક બનવાની શી જરૂર છે? ઇશ્વરની આવી મહાન શકિત ઉપર યકીન રાખી પ્રમાણીક રહેવું જોઇયે. ગમે તેવી તંગી હોય–ગમે તેવી મુસીબતમાં હોઇયે પણ જો પુરતાં યકીનથી ઇશ્વરની મદદ માંગે તો તે મળી શકે છે, કારણ ઇશ્વર કોઇને પણ રક્ષણ આપવાને શકિતવાન છે. પણ બહુજ દલગીરીની વાત છે કે ઇશ્વર તરફનું યકીન મોટે ભાગે માલમ પડતું નથી. લોકો બંદગી કરે છે તે પણ યકીન વગરની હોય છે. એકગમથી બંદગી કરે છે અને બીજીગમથી જે જે લાલચો આવે છે તેને આધીન થઇ પોતાની મતલબ સારી લે છે. શું ઇશ્વરના ભગત એવા હશે? જે માણુસ ઇશ્વરનો સાચ્ચો ભગત હોય છે, જેને ઇશ્વર ઉપર પુરતું યકીન હશે તે ગમે તેવી મુસીબત આવી પડે છે, તેની ઉપર ગમે તેવું દુ:ખ પડે છે તે છતાં કદી પણ અપ્રમાણીક કોશેષો કરી પોતાની મતલબ સારી લેતો નથી. તે ભુખે મરવાને પસંદ કરશે, તે જીવતો બળી મરવાને તૈયાર થશે, તે લોકોના તાનાબીના ખમવાને ડરશે નહીં પણ ઇશ્વર તરફનું યકીનને એક પળ પણ તોડશે નહીં, અપ્રમાણીકપણે પોતાનું દુ:ખ ટાળવાની કોશેષ કરશે નહીં, પણ રાત અને દિવસ ઇશ્વરના

રક્ષણ ઉપર આધાર રાખશે. એ તે સાચ્ચો ઇશ્વરનો ભગત! એ તે ખરેખરો બંદગી કરનાર! આવા ભગતને મુસીબતમાં સેવટે રક્ષણ મળ્યા વગર રહેતું નથી.

આવો ભગત દુઃખથી ડરતો નથી, મુસીબતોથી નિરાશ અને શોકાતુર બનતો નથી, પણ જેમ જેમ દુઃખ પડે છે, જેમ જેમ મુસીબતોમાંથી પસાર થાય છે તેમ તેમ વધારે ને વધારે સદગુણી બને છે, વધારે ને વધારે જોરાવર માલમ પડે છે, વધારે ને વધારે ઇશ્વર ઉપર યકીન રાખે છે. ખોદાનાં રક્ષણ ઉપર યકીન હોવાથી તે દુઃખ અને આફતોની વખતે શુરા પહેલવાનની માફક લડત ચલાવે છે, પોતાની દરેક પ્રમાણીક કોશેષો કરે છે અને આફતોની સામે થવા એટલી તો શકિત તેનામાં આવે છે કે દુઃખ અને આફતો પોતાની બુરી અસરો તેની ઉપર કરી શકતા નથી. તે આવી રીતે દરેક સંકટો અને આફતોમાંથી સહીસલામત પસાર થઇ જાય છે.

જેમ માણસ જાત દુન્યાની ઘણી બાબદોના ખોટા અર્થ ઉઠાવી પોતે દુઃખી થાય છે અને ખોટા ખ્યાલોનો પ્રસાર થયો છે તેમ ખોદા ઉપરના યકીન વિષે પણ છે. ખોદા ઉપરનાં યકીનનો ખોટો અર્થ ઉઠલાવી કેટલાકો આળસુ બની ગયા છે, કેટલાકો બેપરવા બની ગયા છે, કેટલાકો પોતાની સંસારી ફરજ બજાવતા નથી અને કેટલાકો સંકટ અને દુઃખ દરદોની વખતે પોતાની બનતી કોશેષો કરી અને દરેક ઉપાયો અજમાવવાને બદલે આળસુ બની 'ખોદા કરશે તે થશે' કર્યા કરે છે. કેટલાકો 'ખોદાની મરજી' કર્યા કરે છે, અને એવી રીતે પોતાંને અને બીજાંને દુઃખી કરે છે, અને કેટલીક વખતે કમોતે મરી જાય છે, માટે યકીનનો ખરો અર્થ સમજવાની બહુજ જરૂર છે. યકીનનો બીજો અર્થ લઇયે તો ખાત્રી અથવા સિધ્ધ થવું અથવા વિશ્વાસ આવવો થાય છે. એક દરદીને તબીબ ઉપર કયારે વિશ્વાસ આવે છે કે જયારે તે દરદીને ખાત્રી થાય છે કે તબીબ બહુ વિદ્વાન છે

ઘણાંઓને સાજા કીધા છે, અને તેનું દરદ સાજું કરવાને તે શકિતવાન છે. આ રીતે જયારે પેલા તબીબની શકિતને વિષે જયારે પેલા દરદીની ખાત્રી થાય છે ત્યારેજ પેલા દરદીને પેલા તબીબ ઉપર યકીન આવે છે અને તે યકીન ખરેખરૂં હોય છે. એક માણસ ઉપર ક્યારે આપણે પુરતો વિશ્વાસ મુકી શકયે છીયે; જયારે તેના સમાગમમાં વારંવાર આવ્યાથી અને તેની તપાસ કર્યા પછી આપણી ખાત્રી થાય છે ત્યારે. તેથી યકીનનો ખરો અર્થ એ થવો જોઇયે કે જયારે આપણી સઘળી બુદ્ધિ વાપરવા પછી આપણી ખાત્રી થાય કે ફલાણી બાબદ એમ હોવીજ જોઇયે ત્યારે તે બાબદ ઉપર આપણું આવું યકીન છે, એમ કહી શકાય. પણ જયારે એક માણસ કાંઇ પણ પુરવારી વગર એક બાબદ માને, અને આપણે ખાત્રી થાય કે ફલાણી બાબદ એમ હોવીજ જોઇયે ત્યારે જો તેનું કારણ પોતાના બુદ્ધિ બળથી દરશાવી ન શકે તો તેને યકીન નહીં પણ વહેમ તરીકે ગણાવું જોઇયે. કાંઇબી આપણા અનુભવ વગર અને બુદ્ધિબળ વાપરવા વગર કોઇ મહાન નરનું મત આપણે માની લઇયે તો આપણું આંધળું યકીન કહેવાય છે. એવુ યકીન આપણને જોઇયે તેવો ફાયદો કરતું નથી. ઇશ્વરની મહાન શકિતને જયાંસુધી પુરતો ખ્યાલ આવે નહીં, તેમજ બંદગીનું બળ વિદ્યાને આધારે જાણી શકાયું ન હોય, બંદગી અણદીઠ રીતે કેમ પોતાનું કાર્ય કરે છે તે બરાબર રીતે માલમ પડયું ન હોય, ત્યાંસુધી ઇશ્વર ઉપર અને બંદગી ઉપર ખરૂં યકીન આવતું નથી, તેથી આપણને જે ફાયદા મળી શકે છે તે પુરતી રીતે મળી શકતા નથી, એટલુંજ નહીં પણ ઉલટો ગેરફાયદો થાય છે. ખોદા ઉપરનાં ખોટાં યકીન વિષેની એક વાત આપણામાં ચાલુ છે, જે ઉપરથી માલમ પડશે કે આપણામાંના કેટલાં બધાં માણસો ખોદા ઉપરનાં યકીનનો ખોટો અર્થ ઉઠાવે છે. એ વાત આ પ્રમાણે છે. એક બ્રાહમણ હતો, જે ઇશ્વરનો ભગત હતો. તે પરણેલો હતો અને બૈરી છોકરાંવાળો હતો. તે કાંઇ પણ કામકાજ કરતો ન હતો પણ રાત દિવસ ઇશ્વરની

બંદગી કર્યા કરતો હતો. આવી રીતે જીંદગી ગુજારતો તેથી કુદરતી રીતે તેની બાયડી છોકરાં ભુખે મરવા લાગ્યાં. તેની બાયડી તેને કાંઇ કામ કરી પૈસા મેળવવા કહેતી ત્યારે તે જવાબ આપતો કે મને ખોદા ઉપર પુરતું યકીન છે, ખોદા ઘેરબેઠાં પૈસા મોકલી આપશે. યકીનની આવી વાત તે ભુખે મરતાં બાયડી છોકરાં આગળ કરતો. એક વખતે તે દરીયે કીનારે બંદગી કરવા ગયો, ત્યાં કિનારા ઉપર એક ખાડો જણાયો, તે ખાડો ખોડતાં તેને હાથ સુના રૂપાંથી ભરેલું એક વાસણ જણાયું. હવે પેલા ભકતને વિચાર આવ્યો કે ઇશ્વરે આ તેને માટે મોકલ્યું હશે. પણ આવી રીતે લેવું તેને વાજબી લાગ્યું નહીં. તેને વિચાર આવ્યો કે જો ઇશ્વર મને આપવાજ માંગતો હશે તો મને ઘેર બેઠાંજ આપશે અને ઘેર બેઠાંજ આપશે તોજ લઇશ તેથી પેલા રૂપાં સુનાથી ભરેલું વાસણ પાછું ખાડો ખોડી દાટી દીધું અને ઘરે ચાલતો થયો. ત્યાર પછી પેલા ભકતને ત્યાં રાતે ચોર આવ્યા, પેલા ભકતે ચોરને જણાવ્યું કે "મારે ત્યાં તો ખાવાની ખાક નથી તું શું ચોરી કરી શકશે, જો તને પૈસા જોઇતા હોય તો જા દરીયે કીનારે ત્યાં એક ખાડો છે તેમાં રૂપાં સુનાંથી ભરેલું વાસણ છે તે લેજે." પેલો ચોર આ વાસણની તપાસ કરવા ગયો તેને હાથ વાસણ લાગ્યું, પણ તેની મોટી અજાયબી વચ્ચે પેલાં વાસણમાં સુનાં રૂપાંને બદલે સાંપ અને વિચ્છુ માલમ પડયા. ચોરે વિચાર કીધો કે આ બ્રાહ્મણે તેને ઠગ્યો છે તેથી તેની ઉપર કીનો લેવા પેલો ચોર તેને ત્યાં ગયો અને તેનાં છાપરાં ઉપર ચઢયો. છાપરાંનાં થોડાંક નળીયાં ખસેડી નાખી પેલું વાસણ જેમાં ચોરને સાંપ અને વિચ્છુ જણુયા હતા તે વાસણ છાપરાંમાંથી પેલા બ્રાહ્મણના ખાટલા ઉપર ઉંધુ વાળ્યું, એવા વિચારથી કે એમાં જે સાંપ અને વિચ્છુ છે તે પેલા બ્રાહ્મણના ખાટલા ઉપર પડશે અને તેને આ જાનવરો મારી નાંખશે. પણ તેમ થવાને બદલે પેલા બ્રાહ્મણના છાપરાંમાંથી સોનાં રૂપાંનો વરસાદ પડયો. પેલા બ્રાહ્મણે પોતાની બાયડીને બોલાવી ને

કહ્યું કે "લે તું પૈસા માંગતી હતી તે ઇશ્વરે આપણે માટે સોનું રૂપું મોકલ્યું છે તું વીની લે." આવી કથાઓ હીંદમાં ઘણી ચાલુ છે. એવી કથાઓથી લોકોને બહુ ગેરફાયદો થાય છે, ખોદા ઉપર ખોટું યકીન રાખવા સુચવે છે. આ બ્રાહ્મણની વાત બની શકે એમ માનવામાં આવતું નથી. એ કથા જોડી કાઢેલી છે. આ રીતનાં ખોટાં યકીનથી પેલો બ્રાહ્મણ ગુનેહગાર થયો હતો. કારણ એ બ્રાહ્મણ બાયડી છોકરાંવાળો હતો તે તેની ફરજ હતી કે તેને ઉપ્યોગી બની કુટુંબનું ગુજરાન કરવું. પણ તેમ કરી પોતાની સંસાર તરફની ફરજ બજાવવાને બદલે બાયડી છોકરાંને ભુખે મારી ઇશ્વરની બંદગી કરવા લાગ્યો. એ કાંઇ વાજબી ગણાય? જો બધા માણસો આ કથા પ્રમાણે અમલ કરે તો તેઓનાં બાયડી છોકરાંઓ ભુખે મરવા લાગે અને લોકમાં આળસાઇ અને કંકાસ વધી જાય.

આવાં આંધળા યકીનને લીધે કેટલાક કમોતે માર્યા જાય છે. તેઓ જ્યારે બહુજ બીમાર થાય છે, ત્યારે દરેક રીતના ઉપાયો અજમાવવાને બદલે ઇશ્વર જે કરશે તે થશે એમ માની ઇશ્વર ઉપર સોંપી દે છે અને આવા કટોકટના વખતે ચાંપતા ઉપાયો લેવા જોઇયે તે લેતા નથી તેથી વગર ફોકટના માર્યાં જાય છે. આવું આંધળું યકીન કેવું નુકસાનકારક છે તે આવા દાખલાઓ ઉપરથી માલમ પડે છે.

આવું આંધળું યકીન ઉત્પન્ન થવાનું કારણ એટલુંજ કે ઇશ્વર પોતાનું કાર્ય કેવી રીતે કરે છે અને ઇશ્વર એ કેવી શકિત છે તે પણ જાણતા નથી. આપણે જાણવું જોઇયે કે ઇશ્વર સર્વથી શ્રેષ્ટ અને સર્વથી પવિત્ર શકિત છે અને સદગુણને ઉતેજન આપનાર છે. જે પ્રમાણે એક પિતા પોતાના સદગુણી અને ઉદયોગી છોકરાને તેના કોઇ રીતના સારાં કામને ઉતેજન આપવા તે છોકરાને ઇનામ આપે છે, તે છોકરો જેબી

વાજબી માંગણી કરે છે તે તેને આપે છે. પણ છોકરો આળસુ અથવા દુર્ગુણી હોય છે તો તેની કેટલીક વખતે વાજબી માંગણી પણ સ્વિકારતો નથી, કે પેલા છોકરાને કોઇ રીતની શિક્ષા થાય અને તેથી પોતાની ચાલચલણુ સુધારે. જો આળસુ અને દુર્ગુણી છોકરાને તેનો પિતા મદદ કર્યા કરે તો તેની આળસાઇ અને દુર્ગુણને ઉતેજન આપવા જેવું છે. માટે તંગીના વખતે અથવા મુસીબતની વખતે આળસુ રહી ઇશ્વર ઉપર યકીન રાખી મદદ મેળવવાની આશા રાખવી ફોકટ છે.

ત્યારે ઇશ્વર ઉપરનું ખરૂં યકીન કેવું હોવું જોઇયે તેની હવે તપાસ કરવાની છે. આપણે જાણ્યે છીયે તેમ ઇશ્વર સર્વનો રક્ષણ કરનાર છે અને અને આપણે સર્વને સદગુણી થવાને ઇચ્છે છે. માટે આપણે સદગુણી બની પ્રમાણીક હેતુથી ઇશ્વરની મદદ માંગ્યે તો તે મળવીજ જોઇયે એવું આપણું યકીન હોવું જોઇયે. જેઓનું ઇશ્વર ઉપરનું યકીન આવું હોય છે તેઓ ગમે તેવી મુસીબતોમાં અને આફતોથી ડરતા નથી. તેઓ ગમે તેવી તંગીમાં પણ અપ્રમાણીક થતા નથી, પણ તંગીમાં અને મુસીબતોમાં શુરા પહેલવાનની માફક પોતાની દરેક કોશેષો કરે છે, કારણ તેઓને ખોદા ઉપર યકીન છે. તેઓ ખાત્રીથી માને છે કે જ્યાં સુધી તેઓનો હેતુ પ્રમાણીક છે અને તેઓની કોશેષ ખંતીલી છે ત્યાંસુધી તેઓ ઇશ્વરનાં રક્ષણમાં છે, અને મોડે અથવા વહેલે તેઓની પ્રમાણીક કોશેષોનો બદલો મળ્યા વગર રહેશે નહીં. આવું યકીન તે ખરૂં યકીન ગણાવું જોઇયે. પણ જેઓનું યકીન આંધળું હોય છે તેઓ તંગી અને મુસીબતોમાં પોતાની દરેક પ્રમાણીક કોશેષો કર્યાને બદલે આળસુ અને દલગીર રહે છે અને ફક્ત બંદગી કર્યા કરે છે કે ખોદા મદદ કરશે અને વળી લાલચો આવી ઉભી રહે છે તેને પણ આધીન થઇ પોતાની મતલબ સારી લે છે.

એક લખનાર લખે છે કે "Prayer is not a substitute

for appropriate human effort, but a means of rendering it successful." બંદગી આપણી વાજબી કોશેષોને બદલે વાપરવી ન જોઇયે, પણ આપણી કોશેષોને ફતેહમંદ બનાવવાનાં સાધન તરીકે ગણવી જોઇએ. જો બંદગીથી ખોદા તરફથી દરેક મદદ મળ્યા કરતી હોય અને બીજી રીતની કાંઇ કોશેષ કરવી પડતી ન હોય તો બંદગી ફાયદો કરવાને બદલે ઉલટી શ્રાપ સમાન થઇ પડે છે. પૈસાદારનાં કેટલાક છોકરાંઓને આપણે તપાસ્યે છીયે કે તેઓને ખુબ લાડમાં ઉછેરવામાં આવે છે, અને તેઓ જે માગે છે તે મળે છે, ત્યારે તે છોકરાં કેવાં નબળા ઉધરે છે. તેઓમાં ખરી મર્દાનગી માલમ પડતી નથી. અંગ્રેજીમાં કહેતી છે કે "God helps those who help themselves" જેઓ પોતાને મદદ કરે છે, તેઓનેજ ખોદા મદદ કરે છે. માટે બંદગીનો જવાબ મેળવવાને માટે પહેલાં આપણે દરેક રીતની પ્રમાણીક કોશેષો જેટલી બને એટલી કરવી જોઇએ, અને આપણે જે પ્રમાણીક કોશેષો કીધી હોય તેના બદલા તરીકેજ ખોદાની મદદ માંગવી જોઇયે, અથવા તો જ્યાં આપણી કોશેષોથી નહીં બની શકે તો ત્યાં ઇશ્વરની મદદ માંગવી વાજબી ગણાય, પણ જે બાબદમાં આપણે બુદ્ધિ વાપરી શકયે, જેમાં દરેક કોશેષ કરી શકયે તેમાં ઇશ્વરની મદદ માગે તો તે કદી પણ મળી શકે નહીં એમ ખાત્રીથી માનવું જોઇયે.

બંદગીનો જવાબ મેળવવાને જે બીજો સદગુણ ખિલવવાનો છે તે **તાબેદારીનો** છે. જેઓ ખોદાની મદદ માંગતા હોય તેઓ ખોદાની સામે કાર્ય કરી ઇશ્વરને અપમાન કરવું ન જોઇએ. ખોદાની મરજીને આધીન થવું જોઇયે. એક વિદ્વાન લખે છે કે "God is not a mere convenience, to be resorted to for selfish purposes, in time of trouble. He invites us to enter into His spirit

and plans, to identify ourselves with His cause and Kingdom, to carry out in our lives His will; and He promises, on this condition to care for us, and to hear our appeals for aid and blessing." આપણી મુસીબત અને દુ:ખમાં અપણી મતલબ સારી લેવાનાં સાધન તરીકે ખોદાને ગણવો ન જોઇયે. ખોદા પોતાનો હેતુ અને યોજના શું છે તે આપણને જણાવા, તેના કાર્ય અને રાજસત્તામાં આપણને એકરૂપ સમાન થવા, આપણી જીંદગીમાં તેની મરજીને આધીન થવા આપણને આમંત્રણ કરે છે અને આજ સરતથી આપણી સંભાળ રાખવા અને પોતાની મદદ અને આશીષ આપવા તે વચન આપે છે. માટે દરેક બંદગીનો જવાબ મેળવતી વખતે જે યાદ રાખવાનું છે તે એજ કે આપણી બંદગીનો જવાબ આપણી મરજી પ્રમાણેનો નહીં પણ ઇશ્વરની મરજી પ્રમાણેનો હોવો જોઇયે અને તેમાંજ આપણું રક્ષણ સમાયલું છે, કારણ આપણે કમઅકલથી જે માંગ્યે છીયે તે ઘણી વખતે નુકશાનકારક હોય છે, પણ જો ઇશ્વરની મરજીને આધીન થઇ આપણે માંગ્યે તો ઇશ્વર પોતાનાં સર્વજ્ઞાની બળથી જે ફાયદાકારક હોય તે આપણને બક્ષે છે, માટે આપણને બંદગીનો ખરેખરો જવાબ મેળવવો હોય અથવા તો ખરેખરી મદદ મેળવવી હોય તો આપણી બંદગીનો જવાબ ઇશ્વરની મરજી પ્રમાણેનો મળે એવી રીતની બંદગી કરવી જોઇએ.

બંદગીનો જવાબ મેળવવાને બીજો અગત્યનો સદગુણ ધ્યાનમાં રાખવાનો છે તે એજ કે કોઇએ તમને નુકસાન કીધું હોય અને તે પશ્ચાતાપ કરતો હોય તો તેને માફી બક્ષવી જોઇયે. તેઓથી જાણ્યા અજાણ્યા ગુનાહ થયા હોય તેઓને માફ કરવું જોઇએ. કારણ આપણને જાણવું જોઇયે કે જો આપણે બીજાના ગુનાહો માફ કરશું તોજ આપણને પણ ઇશ્વર માફ કરશે. માટે બંદગીનો જવાબ મેળવવાની ખાએસ રાખનારે કદી પણ કોઇ સામે

ફીનો કપટ રાખવો નહીં, પણ જે પ્રમાણે આપણે ઇશ્વર પાસે આપણી ગુનાહની માફી ચાહીયે છીયે તેજ પ્રમાણે આપણે બીજાના ગુનાહ માફ કરવા જોઇએ અને તોજ ઇશ્વર પણ આપણા ગુનાહ માફ કરશે અને આપણી બંદગીનો જવાબ આપશે.

ખરેખરી જરૂરીયાતની બાબદમાંજ બંદગીનો જવાબ મળી શકે છે. આપણે જાણ્યે છીયે તેમ ઘણાક બંદગી કરનારાઓ ઇશ્વર પાસે તરેહવાર ચીજો માંગે છે, કોઇ તો બંગલા, વાડી, ગાડી,ઘોડા, પૈસા, બાયડી, છોકરાં, વગેરે ઇશ્વર પાસે માંગ માંગ કરે છે અને ફોકટમાં ફાંફાં મારે છે. મોજશોખની ચીજો કદી પણ બંદગી મારફતે મળતી નથી, પણ જે ચીજો જરૂરીયાતની હોય, જે વગર આપણી જીંદગી અને આપણા સંસારનાં સુખનો નાશ થઇ જતો હોય, એવી બાબદોમાંજ ઇશ્વરની મદદ મળી શકે છે. વળી જેઓ બિનસ્વાર્થી હેતુથી કાંઇ મદદ માગે છે, તેઓને જલદીથી મદદ મળે છે. આપણે કેટલાક દાખલાઓ ઉપરથી જાણ્યું છે કે જેઓએ ઑારફનેજોને માટે અને ધર્મ સજીવન કરવાને માટે બંદગી કરતા હતા, તેઓની બંદગીનો જવાબ તુરત મળતો હતો, કારણ તેઓની ધારણા ઉમદા હતી અને તેઓની ઇચ્છા બિનસ્વાર્થી હતી.

વળી આપણે કેટલાક દાખલાઓ તપાસ્યા છે, જેમાં જેઓને જીંદગી ગુજારવાને અથવા કાંઇ મુસીબતમાં જોઇતી જરૂરીયાતની ચીજો જોઇતી હોય તેઓનેજ બંદગીના જવાબમાં જલદી મદદ મળતી હતી. કારણ જ્યારે એક માણુસ મુસીબતમાં નાચાર બેચાર થઇ જાય છે અને તેને બીજી રીતની મદદ મેળવવાને અશકય હોય, અને જો તેને ખોદા ઉપર પુરતો ઇતબાર રાખી પ્રમાણીક કોશેષો કરે તો તેઓને રક્ષણ આપવા ઇશ્વરી શકિત વચનથી બંધાયલી છે.

મોજશોખની અને એશઆરામની ચીજોમાં ઇશ્વરની મદદ મળતી નથી; તેનું કારણ એટલુંજ કે એ ચીજો એક માણુસમાં દુર્ગુણો વધારે છે,

અને ઇશ્વરથી વેગળો રાખે છે, તેથી તેને ઇશ્વર તરફ આકર્ષણ રહેતું નથી જ્યારે મુસીબતો અને આફતોમાં એક સદગુણી માણસ વધારે સદગુણી બને છે અને ઇશ્વરને વધારે ને વધારે યાદ કરે છે, અને ઇશ્વરી શકિતનાં આકર્ષણમાં રહે છે, તેથી ઇશ્વર તરફથી સહેલાઇથી મદદ મેળવી શકે છે.

## બંદગીનો જવાબ મેળવવાને ખંતની બહુજ છે.

આપણે કેટલાક દાખલાઓ તપાસ્યા છે જેમાં કેટલાકોની બંદગીનો જવાબ જલદીથી મળેલો અને કેટલાકોની બંદગીનો જવાબ ઘણા દિવસો અને મહિનાની બંદગી પછી મળેલો જાણ્યો છે. કેટલાકોને બંદગીનો જવાબ જલદીથી મળે છે, કારણ તેઓને ઇશ્વર ઉપર પુરતું યકીન હોય છે, અને પવિત્ર જીંદગી ગુજારનાર હોય છે. અને વળી બંદગી કરતી વખતે બિનસ્વાર્થી ઇચ્છા રાખે છે, પણ જેઓમાં ઉમદા સદગુણો ખીલેલા હોતા નથી, જેઓ પવિત્ર જીંદગી ગુજારતા નથી, જેઓમાં ઇશ્વર ઉપરનું યકીન પુરતી રીતે ખીલેલું હોતું નથી, જેઓમાં ભકિતવા ઉત્પન્ન થયો ન હોય, તેઓને બંદગીનો જવાબ મેળવવાને માટે ખંત પકડવાની જરૂર છે કારણ તેઓની બંદગીનો જવાબ જલદીથી મળતો નથી. ઘણાક માણસોને આપણે બોલતાં સાંભળ્યે છીયે કે અમને તો ઇશ્વર ઉપર પુરતું યકીન છે. એવાઓનું યકીન ફકટ યકીન શબ્દ બોલવામાંજ સમાયલું હોય છે. જેઓમાં ભકિતભાવ અને પવિત્રાઇ હોતી નથી, તેઓમાં ઇશ્વર તરફનું યકીન હોતું નથી. યકીન ફકત ભકિતભાવનાં બળથી ખીલે છે. ઇશ્વર તરફની રાત દિવસની તાબેદારીથી રફતે રફતે યકીન ખીલે છે, અને તે પોતાનું દુ:ખ અથવા સુખ સર્વ ઇશ્વરને અર્પણ કરે છે.

બંદગીની જો આપણે બીજી રીતે તપાસ કરીશું તો માલમ પડશે કે બંદગી એક જાતનો ઇશ્વર સાથનો કરાર (contract) છે જેમાં આપણે ઇશ્વર પાસે મદદ અને રક્ષણ માગ્યે છીયે, અને ઇશ્વર આપણી પાસે તેના

બદલામાં ઉમદા સદગુણો માંગે છે. તેથી ઘણીક વખતે જ્યાંસુધી એક માણસમાં ઉમદા સદગુણો ખીલતા નથી અને ઇશ્વર તરફ સંપુર્ણ યકીન નથી ત્યાંસુધી તેની બંદગીનો જવાબ મળતો નથી. કેટલીક વખતે તો બંદગી કરતાં કરતાં આંખમાંથી નવધાર પાણી વરસે છે, ત્યારે પછી બંદગીનો જવાબ મળે છે. માટે ઘણીક વખતે ચાલુ ખંતથી બંદગી કરવાની બહુજ જરૂર છે, અને તેવી સાથે આપણા દરેક રીતના સદગુણો ખીલવવા જોઇયે. કેટલીક વખતે આપણી બંદગીનો જવાબ મળવાની અગાઉ આપણામાં કેટલી ખંત છે, આપણામાં ઇશ્વર તરફનું યકીન કેવું છે, તેની મજબુત પરીક્ષા લેવાય છે, અને આપણા સદગુણોની મજબુત કસોટી ઉપર કસી રહ્યા પછી બંદગીનો જવાબ મળે છે. માટે ચાલુ ખંત રાખી બંદગી કરવી જોઇયે. જે પ્રમાણે Adelaide A. Procter જણાવે છે તેમ:—

Pray, though the gifts you ask for
May never comfort your fears,
May never repay your pleading:
Yet pray, and with hopeful tears
An answer—not that you sought for,
But diviner—will come one day;
Your eyes are too dim to see it;
Yet strive and wait and pray.

તું જે બક્ષીસ માંગતો હોય તેથી તારી ધાસ્તીને રાહત મળે નહીં, અથવા તો તારી કાકલુદીના પ્રમાણમાં તને મળે નહીં, તે છતાં બંદગી કરજે, તે છતાં પણ આશાના આંસુથી બંદગી કરજે. એક જવાબ તું જે પ્રમાણે માંગશે તે પ્રમાણે નહીં પણ ખોદાની મરજી પ્રમાણે એક દિવસે મળશે. તારી આંખો તે તપાસવાને ઘણીજ ઝાંખી છે, તે છતાં કોશેષ કરજે, થોભજે અને બંદગી કરજે.

Poor heart lament;
For since thy God refuseth still
There is some rub, some discontent,
Which cools his will.
Thy Father *Could*
Quickly effect, what thou dost move,
For he is Power: and sure he *Would*
Go Search this thing;
Humble thy breast, and turn thy book
If thou hadst lost a glove or ring,
Woudst thou not look?
Then once more pray;
Down with thy knees; up with thy voice.
Seek pardon first; and God will say;
Glad heart rejoice?

GEORGE HERBERT.

ગરીબ હૈયું વિલાપ કરે છે; કારણ તારો ઇશ્વર હજી જવાબ આપતો નથી, કાંઇબી નડતર થઇ છે, કાંઇબી બેદીલી થઇ છે, કે જેથી તેની મરજી ઠંડી પડી જાય છે. તારે પીતા તું જેબી માંગે તે જલદીથી આપવાને શકિતવાન છે, કારણ તે એક શકિત છે; અને ખચીતજ તેમ ઇચ્છે છે. જા આ બાબદની તલાસ કર. નમ્ર થા અને તારી નોંધપોથી ફેરવ, તારા હાથનું મોજું અથવા વીટી ખોવાઇ ગઇ હોય તો શું તેની તલાસ કરશે નહીં?

ત્યારે એક વખત પાછી બંદગી કર; ગુઠણુમંડયે પડ; તારો અવાજ કાઢ, પહેલાં માફી માંગ; અને ખોદા કહેશે જા ખુશી થા!

જર્યોર્જ હરબરટ.

## બંદગીનો જવાબ મેળવવા ચોકકસ રીતની મનની અને શરીરની સ્થિતિ રાખવાની રીત.

બંદગીનો જવાબ મેળવવાને માટે આપણા સદગુણોનો કેમ ઉપયોગ

કરવો તે આપણે તપાસી ગયા છીયે હવે એ બાબદમાં મનની અને શરીરની સ્થિતી કેવી હોવી જોઇયે તેની તપાસ કરવાની અહિંયાં બહુજ જરૂર છે. આપણે બંદગી કરનારાઓને વારંવાર ફરીયાદ કરતા સાંભળ્યા છે કે બંદગી કરતી વખતે ધ્યાન બરાબર રહેતું નથી, માટે બંદગી કરતી વખતે ધ્યાન કેમ ધરવું તે હવે તપાસ્યે.

## બંદગીને માટે ધ્યાન ધરવાની રીત.

બંદગીની ખરી ખુબીની પીછાણ કરવા અથવા તો બંદગીનો જવાબ મેળવવા મનને એકાગ્રહ કરવા અથવા ધ્યાન ધરવાની ઘણીજ જરૂર છે. આપણે જાણ્યે છીયે તેમ આપણું મન એટલું તો ડગમગતું છે કે થોડી પળના અરસામાં તેમાં તરેહવાર વિચારો આવજાવ કર્યાં કરે છે. બંદગી કરતી વખતે પણ તરેહવાર સંસારી વિચારો મનમાં ઘુસી આવે છે અને બંદગી કરનારને બેચેન બનાવે છે. આપણા પારસી ભાઇઓ પોતે ન સમજે તેવી ભાષામાં બંદગી કરતા હોવાથી તેઓનું મન સ્થિર રહેવું ઘણુંજ મુશ્કેલ માલમ પડે છે. માટે મનને એકાગ્રહ અથવા સ્થિર કેમ બનાવવું તેની માનસીક શાસ્ત્ર પ્રમાણે તપાસ કર્યે.

એક બાબદનો વિચાર કરતા હોઇયે તે વખતે બીજી કોઇ ભલતી બાબદો મનમાં નહીં આવે અને ફક્ટ તેજ બાબદમાં ધ્યાન ધરવું તેને મનની એકાગ્રહતા સમજવી જોઇયે. મનની એકાગ્રહતા બે રીતની હોય છે. એક તો જાહેર મનની (Objective) યાને બીજી ગુપ્ત મનની (Sub-conscious) ની છે. જાહેર મનની એકાગ્રહતા સંસારી કાર્યોથી અને અભ્યાસથી ખીલે છે, જેથી આપણી નજરે પડતી ચીજો ઉપર અને આપણી બુદ્ધિબળથી જુદી જુદી બાબદો ઉપર મનન થઇ શકે છે. જ્યારે ગુપ્ત મનની એકાગ્રહતા અથવા ભીત્તરમાં અથવા હૈયાંમાં ધ્યાન ધરવું તે

ધર્મથી અને બંદગીથી ખીલે છે. ગુપ્ત મનની એકાગ્રહતા જ્યારે એક માણસમાં ખીલે છે ત્યારે તેમાંથી આત્મશકિત પ્રગટી નિકળે છે, જેથી તેનામાં ઉત્તમ સદગુણો માલમ પડે છે અને જાનવરી ખવાસો તદન નિકળી જાય છે. તે માણસમાં મિનોઇ ગુણો ખીલે છે અને તે પોતા ઉપર જીત મેળવે છે. જ્યારે જાહેર મન એક માણસમાં ખીલે છે ત્યારે તે માણસ બહારની ચીજો ઉપર પોતાની બુદ્ધિબળથી કાબુ મેળવે છે.

આપણે જે કાર્યો કર્યે છીયે તેમાં જરૂરીયાત આપણી શકિતઓ વાપરી નાંખવી પડે છે અને આ રીતે ચાલુ ને ચાલુ શકિત વાપરી નાંખવામાં આવે તો જલદીથી આપણી જીનનશકિત ઓછી થઇ જાય અને પછી આપણે કોઇબી રીતનું કાર્ય કરવાને અશકત થઇ જઇએ, તેથી જે જે શકિતઓ આપણે વાપરી નાખ્યે તે જો પાછી મેળવવામાં ન આવે તો આપણું શરીર અને મન પોતાનું કાર્ય કરતું બંધ પડી જાય. તેથી આપણામાં બે રીતનાં કાર્યો થવાં જોઇયે. એક તો આપણામાંથી શકિત નિકળવાનું "Going from" અને બીજું પાછી તે શકિત મેળવવાનું "Coming to" જાહેર મનની એકાગ્રહતાથી આપણી શકિતઓ બહાર કાઢયે "Going from" છીયે. જ્યારે ગુપ્ત મનની એકાગ્રહતાથી આપણે આપણાં હૈયામાં જઇ આપણો આત્મા જે ઇશ્વરી અંશનો બનેલો છે તે ઉપર ધ્યાન ધરી "Coming to" પાછી સઘળી વાપરેલી શકિત પાછી મેળવી શકયે છીયે. કારણ આપણો આત્મા ઇશ્વરી અંશનો બનેલો છે અને આપણે જે કાંઇ શકિતઓ વાપરયે તે સઘળી આત્માની ગદદથી નીકળે છે. ગુપ્ત મનની એકાગ્રહતાથી આત્મામાં સમાયલી સઘળી શકિતના ઝરાને પહોંચી શકાય અને તેમાંથી જોઇયે એવી શકિત મેળવાય. બંદગીનાં બળથી રફતે રફતે જ્યારે આ ગુપ્ત મનની એકાગ્રહતા એક માણસમાં ખીલે ત્યારે તે ગમે તેવાં દુઃખમાં, ગમે તેવાં કામકાજની ઠાકમાં, ગમે તેવી

નીરાશીમાં, જ્યારે જોઇયે ત્યારે જેવી જોઇયે તેવી શક્તિ મેળવી શકે. અંગ્રેજીમાં એવું કહેવું છે કે "The Kingdom of God is within us" યાને ઇશ્વરનું રાજપદ આપણા અંતરમાંજ સમાયલું છે. જેઓએ બંદગી મારફતે ગુપ્ત મનની આ એકાગ્રહતા ખીલવી તેઓ પોતાના અંતરમાં સમાયલું ઇશ્વરના રાજપદમાં સમાયલો આનંદ ભોગવી શકે.

હવે આવી રીતની મનની એકાગ્રહતા કેવી રીતે ખીલવવી તે તપાસ્યે.

હીંદુ શાસ્ત્રમાં એ વિષે શું જણાવે છે તે પહેલાં તપાસ્યે, ત્યાર પછી હાલના શાસ્ત્રની તપાસ કરીશું. હીંદુ શાસ્ત્રમાં મનની એકાગ્રહતાને માટે જે રીતો જણાવી છે તે સંસારી માણસોને નુકસાનકારક થઇ પડે તેમ છે. એ રીતીઓ ફકત સન્યાસી અને યોગીઓનેજ માટેજ છે, માટે એ બાબદની આપણે અહિંયાં ટુંકમાંજ તપાસ કરીશું.

હીંદુ શાસ્ત્રમાં મનની એકાગ્રહતાના ચાર તબકકા નીચે મુજબ જણાવેલા છે:—

(૧) **પ્રતિહારય્ય** એટલે મનને એકની એક બાબદ ઉપર ચાલુ કોશેષથી રોકી રાખવું તે.

(૨) જ્યારે મનની એકાગ્રહતા પહેલા તબક્કામાં ફતેહમંદ ઉતરે છે અને ધ્યાન સ્થિર થાય છે, ત્યારે આ બીજા તબક્કાને **ધરનય્ય** કહેવામાં આવે છે.

(૩) મનની એકાગ્રહતાના ત્રીજા તબકકાને **ધ્યાનય્ય** કરી ઓળખવામાં આવે છે. જ્યારે એક માણસ શાસ્ત્રના અથવા હુન્નરના અભ્યાસમાં આ તબકકા ઉપર આવી પહોંચે છે ત્યારે તેને પુસ્તકો વાંચવાની જરૂર રહેતી નથી. તેનું મન હવે અસલ શોધો અને પ્રયોગો કરવામાં રોકાયલું રહે

છે અને તેનું જ્ઞાન વધારે ને વધારે ચોકકસ થતું જાય છે. જો આ રીતે તે આગળ ને આગળ વધે છે તો તે બાબદનું જ્ઞાન સંપુર્ણ થાય છે. ત્યાર પછી તેનું મન તે બાબદ સાથે એકરૂપ થાય છે. ત્યાર પછી મન ચોથા તબકકા ઉપર ચડે છે, જેને **"સમાધી"** કરી કહે છે.

જ્યારે આ ચોથા તબકકા ઉપર પેલો માણુસ આવી લાગે છે ત્યારે તે માણુસ પોતાના મન ઉપર એટલો તો કાબુ રાખી શકે છે, કે તે પોતાનું બીજું સઘળું ભાન બંધ કરી શકે છે અને ફકત જે બાબદ ઉપર મનન કરવાને ઇચ્છે છે તેજ બાબદમાં તદન લીન થઇ જાય છે. કેટલાક યોગીઓ "સમાધી"માં ઇશ્વરનું મનન કરે છે ત્યારે તેઓને તપાસ્યા હોય તો માલમ પડશે કે તેઓ તદન બેભાન હાલતમાં હોય એમ માલમ પડશે. તેઓની આજુબાજુ જેબી થતું હોય તેનું ભાન તેઓને રહેતું નથી. પણ જેઓને સંસારની ફરજ બજાવવાની છે તેઓ આવી રીતે મનની એકાગ્રહતા ખીલવવા વખત ફાલતુ પાડી શકે નહીં એટલુંજ નહીં પણ મનશકિત પણ એટલી વાપરી શકે નહીં અને વાપરવાની કોશેષ કરે તો ભેજાંનો નુકશાનકારક નિવડે. માટે આપણે હાલના શાસ્ત્રોની મદદ વડે બંદગીને માટે મનને એકાગ્રહ કરવાની સહેલી રીતની તપાસ કરવી જોઇયે જે ઉપર આપણે સહેલાઇથી અમલ કરી શકયે અને કોઇ રીતનું નુકસાન પણ થાય નહીં.

પહેલાં આપણને જાણુવાનું છે તે એજ કે મનને અને શરીરને બહુજ નિકટ સંબંધ હોય છે માટે બંદગી કરતી વખતે મનને શાંત રાખવું હોય તો શરીરને પણ શાંત રાખવું જોઇયે. બંદગી કરવી હોય તે વખતે ઘણો ખોરાક ખાવો જોઇયે નહીં, કારણુ જો પેટમાં ઘણો ખોરાક હોય છે તો સુસ્તી લાગે છે અને મન ચપળ રહેતું નથી. માટે એ વખતે જેમ બને તેમ હલકો અને થોડો ખોરાક લેવો. એકદમ ભુખું પેટ પણ રાખવું નહીં, પણ બંદગી કરવાને એકુ કલાક અગાઉથી સારો ખોરાક ખાવો જેથી શરીર અન મન ચપળ રહેશે અને મન ઉપર કાબુ રાખી શકાશે.

હિંદુ શાસ્ત્રમાં બંદગી કરવા અગાઉ પ્રાણાયામ કરવાને સુચવ્યું છે. પ્રાણાયામ કરવાથી આપણો પ્રાણવાયુ શરીરમાં સમતોલપણે કાર્ય કરી શકે છે, જેથી આપણું મન અને શરીર ચપળ બને છે. એ પ્રાણાયામ શ્વાસ ક્રિયાથી થાય છે. આપણુની શ્વાસ ક્રિયાને, મન અને શરીર સાથે બહુજ સંબંધ હોય છે અને માણસની જુદી જુદી લાગણીઓ પણ શ્વાસ ક્રિયાનાં કાર્ય ઉપરથી માલમ પડે છે. જ્યારે મન ઘણું ગમગીન અને નિરાશ બને છે ત્યારે શરીરમાં બગાડો થાય છે તેનું કારણ એજ કે તે વખતે શ્વાસ અથવા દમ ઘણોજ ધીમો ચાલે છે જેથી લોહી સાફ રહેવાને પુરતી હવા મળતી નથી અને લોહીમાં ઝેર ઉત્પન્ન થાય છે અને શરીરને સુસ્ત બનાવી નાંખે છે. એથી ઉલટું જ્યારે મન ખુશ સ્થિતીમાં હોય છે ત્યારે શ્વાસ ઘણો નિયમીત અને જોશમાં ચાલે છે જે તંદરોસ્તીને ફાયદો કરે છે. આ ઉપરથી માલમ પડે છે કે મનની જુદી જુદી સ્થિતિનો આધાર શ્વાસ ક્રિયાની ઉપર આધાર રાખે છે. માટે બંદગીને માટે મનને સ્થિર અને શાંત બનાવવું હોય તો બંદગી કરવા અગાઉ થોડી મીનીટ નીચે જણાવ્યા મુજબની રીત પ્રમાણે શ્વાસ લેવો જેથી મન સ્થિર, ખુશાલ અને શાંત રહેશે.

પહેલાં એકાંત જગ્યા ઉપર જવું અને શરીરને સ્થિર અને સીધું રાખવું ત્યારે પછી શ્વાસને જેમ બને તેમ ઉપર ચઢાવવો, અને પાંચ બોલ્યે તેટલો વખત ધેરી રાખી શ્વાસને હળવે હળવે બહાર કાઢવો. શ્વાસ ઉપર ચઢાવતી વખતે પેટ ફુગાવું જોઇયે, જાણે પેટમાં સઘળો દમ ભરતાં હોઇયે તેમ. શ્વાસ બહાર કાઢતી વખતે પેટને અંદર કરવું, જાણે પેટમાંથી શ્વાસ કાઢી નાંખતા હોઇયે, તે પ્રમાણે કરવું. જો બની શકે તો નાકનું એક નસકોરૂં આંગળીવડે બંધ કરી બીજાં નસકોરામાંથી શ્વાસ અંદર લેવો, અને પાંચ સાત બોલ્યે ત્યાંસુધી તે નસકોરાંમાં શ્વાસ ધેરી રાખી બીજા નસકોરાંવડે બહાર કાઢી નાંખવો. આમ પાંચ દશ મીનીટ જયાં સુધી મન અને શરીરને

ખુશ લાગે નહીં ત્યાંસુધી આ રીતે શ્વાસ લેવાનુ ચાલુ રાખવું. એમ કરવાથી સ્વચ્છ હવા દમમાં જવાથી લોહી સ્વચ્છ બનશે, શરીરનો પ્રાણવાયુ જ્ઞાનતંતુમાં જોસમાં ફરશે, શરીર અને મનમાં ખુશ લાગણી માલમ પડશે અને ચપળતા આવશે. મનની અને શરીરની આવી સ્થિતિથી મન ઉપર સહેલાઇથી કાબુ રાખી શકાશે.

મનને એકાગ્રહ કરવાની અથવા તો ધ્યાન ધરવાની કોશેષ કરવી જોઇયે. મનની એકાગ્રહતા કયારે સારી રીતે કાર્ય કરી શકે કે જ્યારે આપણી તે બાબદની કલ્પનાશકિત સારી રીતે ઉપયોગમાં લીધી હોય ત્યારે. હવે એ શકિતઓને કેમ ઉપયોગમાં લેવી તે તપાસ્યે.

જો એક કાર્ય કરવાને આપણી ઇચ્છાશકિત બળવાન હોય છે, તો આપણે ગમે તેવું મુશકેલ કાર્ય ઉલટથી અને સહેલાઇથી કરી શકયે છીયે, માટે પહેલાં મનને એકાગ્રહ કરવાને જેટલી બને એટલી ઇચ્છા કરવી જોઇયે, ત્યારે પછી ઇચ્છાશકિતને મદદ કરવા કલ્પના શકિતનો ઉપયોગ કરવો જોઇયે. જયારે એક બાબદની ઉપર જેટલી બને એટલી કલ્પનાશકિત દોડાવી શકયે છીયે ત્યારે તે બાબદ ઉપર આપણું મન સારી રીતે એકાગ્રહ કરી શકયે છીયે, માટે બંદગી કરતી વખતે સંસારી અને બીજા અલફાતુ વિચારો દુર કરવા હોય તો જે બંદગી કરતા હોઇયે તે બંદગીની ઉપર કલ્પના કરવી જોઇએ એટલે કે તે બંદગીમાં સમાયલા વિચાર ને મનની નજરે ચિત્રોરૂપી જોવાં જોઇયે. જે પ્રમાણે સ્વપનામાં આપણા વિચારો અને ખ્યાલોને ચિત્રોરૂપી જોઇયે છીયે તે પ્રમાણે જોવાં જોઇયે. પારસીઓની બંદગીની તપાસ કરતાં માલમ પડે છે કે તેમાં બંદગી કરનારની કલ્પનાશકિત ખીલવવાને માટે બંદગીનાં જોડનારે કલ્પનાશકિત ઘણીજ વાપરેલી છે, પણ પારસીઓનો મોટો ભાગ પોતે ન સમજે તેવી ભાષામાં બંદગી કરતા હોવાથી અને

બંદગીનો અર્થ નહીં સમજવાથી કલ્પનાશક્તિનો ઉપયોગ કરી શકતા નથી, જેથી મનની એકાગ્રહતા રહેતી નથી અને બંદગીનું બળ માલમ પડતું નથી. આપણી થોડીક બંદગીઓની તપાસ કરવાથી આપણી ખાત્રી થશે કે તેમાં કેવી રીતે કલ્પનાશક્તિનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને એ બંદગીઓમાં સમાયલી કલ્પનાઓ બરાબર સમજવાથી એ બંદગીઓમાં મનની એકાગ્રહતા કેવી કુદરતી રીતે થાય છે અને બંદગી કરનારને કેટલો બધો ફાયદો થાય છે.

પહેલાં આપણે એક સાધારણ બંદગીની તપાસ કર્યે. પારસીઓ સુર્ય જે વખતે ઉગેલો હોય છે તે વખતે "ખોરશેદની નીઆએશ" નામની બંદગી મારફતે સુર્યની બંદગી કરે છે. પહેલાં તે સુર્યની બંદગી શું કારણથી કરે છે તે ઘણાજ થોડા પારસીઓ સમજતા હશે માટે પહેલાં "ખોરશેદની નીઆએશ" શું કારણથી આપણે કર્યે છીયે તેની ઉપર કલ્પના દોડાવવી જોઇએ. આપણે જાણ્યે છીયે તેમ સુર્ય વગર પૃથ્વી અને આપણે હૈયાતિ ભોગવી શકયે નહીં. આપણી પૃથ્વી તેમજ આપણે સુર્યમાંથી દરરોજ જે શકિત મેળવ્યે છીયે તે શકિતથી આપણે હૈયાતિ ભોગવ્યે છીયે. માટે જ્યારે આપણે સુર્યની બંદગી કર્યે છીયે ત્યારે તેમાંથી મળતી જીવનશકિતની ઉપર આપણે ખ્યાલ કર્યે છીયે. હવે જો આ જીવનશકિત સુર્ય મારફતે રોજ આપણને મળે છે તેની ઉપર સારી રીતે મનન કરવામાં આવે છે તો એ જીવનશકિત આપણે વધારે ને વધારે મેળવ્યે છીયે. જેટલા પ્રમાણમાં આ સુર્યની આવી શકિત કલ્પયે એટલા પ્રમાણમાં આપણે તેમાંથી જીવનશકિત વધારે ને વધારે મેળવી શકયે અને તંદરોસ્ત બની શકયે છીયે. આપણી કલ્પના શકિત આપણા મનમાં અને શરીરમાં જોઇયે તેવો ફેરફાર કરી શકે છે, એ વિષે ડા૦ હુપર આ પ્રમાણે જણાવે છેઃ—

"Imagination is the only intellectual faculty which exercises a direct influence on the bodily

organs. It acts by producing in them, or in parts of the brain with which they communicate the same state which is usually brought about by external objects actually present to them." કલ્પનાશકિત એ એકજ એવું બુદ્ધિબળ છે જે શરીરનાં અવયવ ઉપર સીધી રીતે અસર કરી શકે છે. જે પ્રમાણે બહારની ચીજો આપણા અવયવો ઉપર અથવા ભેજાંનો જે ભાગ તેઓ સાથે સંબંધ ધરાવે છે, તેઓ ઉપર જે અસર કરે છે તેજ પ્રમાણે આ (કલ્પનાશકિત) કરે છે. તેથી સુર્યની બંદગી કરતી વખતે સુર્યમાંથી નિકળતી શકિત જે આપણને જીવનશકિત આપે છે તે જ્યારે કલ્પવામાં આવે છે, ત્યારે ઉપલી દલીલ પ્રમાણે આપણી કલ્પનાશકિતથી આપણાં શરીરમાં આ જીવનશકિત મેળવી ફેરફારો કરી શકીયે છીયે અને "ખોરશેદની નીઆએશ" જે ધારણાથી રચવામાં આવી છે, તે ધારણા પ્રમાણેની અસર આપણે મેળવી શકયે છીયે. માટે "ખોરશેદની નીઆએશ" કરતી વખતે જો મનને એકાગ્રહ કરવું હોય તો એ બંદગી શું કારણથી કયે છીયે તે ઉપર પહેલાં કલ્પનાશકિત દોડાવવી જોઇએ જેથી મન આવી કલ્પનામાં રોકાયલું રહેવાથી બીજા સંસારી વિચારો કદી પણ આવશે નહીં, અને બંદગીમાં ધ્યાન ધરવામા કોઇ રીતની હરકત થશે નહીં. ત્યાર પછી "ખોરશેદની નીઆએશ" ની રચના મારફતે આપણામાં કલ્પનાશકિતને કેવી રીતે ઉપયોગ કરાવે છે તે તપાસ્યે. ખોરશેદની રોશની ઉપર આપણું મન સારી રીતે એકાગ્રહ કરી તેમાં આપણી જીવનશકિત સારી રીતે મેળવવાને માટે અલંકાર રૂપમાં ખોરશેદની સેતાયશ રચાયલી છે જે ખોરશેદની નીઆએશના તરજુમા ઉપરથી માલમ પડશે.

"અમર નુરમંદ તેજ ઘોડાવાળો ખોરશેદને હમો વખાણ્યે છીયે, જ્યારે ખોરશેદની રોશની તપે છે, જ્યારે ખોરશેદની રોશની પ્રકાશે છે

(ત્યારે) સેંકડો તથા હજારો મીનો યઝદો ઉભા રહે છે. (તે યઝદો) તે રોશનીને એકઠી કરે છે, (તથા) તે રોશનીને નીચે મોકલે છે (અને ત્યાર પછી) હોરમજની જમીન ઉપર વેહેંચી નાંખે છે (અથવા પાંથરી દે છે) અમર નુરમંદ (તથા તેજ ઘોડાવાળો) ખોરશેદ વૃદ્ધિ કરે છે."

આ તરજુમા ઉપરથી માલમ પડશે કે આપણાં મનને સારી રીતે એકાગ્રહ કરી શકયે તેને માટે એ ફકરામાં કેટલી બધી કલ્પનાશકિતનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

ખોરશેદને તેજ ઘોડાવાળો ગણુવામાં આવ્યો છે અને તેની રોશની આકાશ ઉપરથી આપણી તરફ લાવવા કેટલા યઝદો કામ કરે છે એમ જણાવવામાં આવ્યું છે. આ રીતે જો આપણે આખી ખોરશેદની નીઆએશનો તરજુમો બારીકીથી તપાસીશું તો માલમ પડશે કે આપણી મનની એકાગ્રહતા સારી રીતે રહી શકે તેને માટે આપણી કલ્પનાશકિતનો જગેજગ આપણી પાસે ઉપયોગ કરવામાં આવે છે. માટે પારસી ભાઇઓ જો આવી બંદગી શું નેમથી રચવામાં આવી છે, અને તેથી શું ફાયદો મેળવી શકાય છે તે સારી રીતે સમજે તો બંદગી કરતી વખતે બીજા સંસારી વિચારો મનમાં આવે નહીં અને મન બંદગીમાં સારી રીતે રોકાયલું રહે અને તેથી જોઇયે એવો ફાયદો મેળવી શકે માટે બંદગીમાં જો આપણું મન એકાગ્રહ કરવું હોય તો પહેલાં તે બંદગી શું હેતુથી રચાયલી છે, તે બંદગીથી કેવી રીતનો ફાયદો મેળવી શકયે, એવા વિચારો પહેલાં કરવા. ત્યાર પછી તે બંદગીમાં આપણી કલ્પનાશકિત જેટલી વપરાય એટલી વાપરવી જોઇયે. બંદગીમાં સમાયલી બાબદોના તરેહવાર ચિત્રો મનમાં પેદા કરવાં જોઇયે, જેથી કલ્પનાશકિતનો સારી રીતે ઉપયોગ થઇ શકશે.

હવે આપણે જે બીજી અગત્યની બાબદ ધ્યાનમાં રાખવાની છે તે એજ કે પુસ્તકો મારફતે બંદગી કરવી અને પુસ્તક વગર તે બંદગીના સારની ઉપર મનન કરવું એ બેમાં કઇ બંદગી ફાયદાકારક છે!

પુસ્તક મારફતે બંદગી કરવી ઘણી અસરકારક નિવડશે નહીં કારણ તે બંદગીની ઉપર ધ્યાન ધરવાને અને તે બંદગીની ઉપર કલ્પનાશકિત વાપરવાને પુરતી રીતે મનશકિત વાપરી શકાશે નહીં. પણ જયારે એ બંદગી પુસ્તક મારફતે વાંચ્યા પછી તેમાં સમાયલી બાબદ ઉપર એકાંતવાસમાં મનન કરવામાં આવે તોજ તે બંદગીની ખરી અસર માલમ પડશે. કારણ તેમ કરવાથી તે બંદગીમાં જોઇએ એવું મનનું બળ વાપરી શકાય છે અને આપણા પોતાના અંતરમાં જઇને તે બંદગી કર્યે છીયે જેથી એવી બંદગી આત્મબળથી કીધેલી કહેવાય છે. આપણે તપાસી ગયા છીયે તેમ જેટલા પ્રમાણમાં બંદગીમાં મનનું બળ વાપર્યું હોય તેટલા પ્રમાણમાં તે બંદગીનું બળ વધે છે. વળી જેટલા પ્રમાણમાં તે બંદગી ઉપર મનને એકાગ્રહ કર્યે તેટલા પ્રમાણમાં મનનું બળ વાપરી શકાય છે. જે પ્રમાણે સુર્યનું બાળી નાંખવાનું ખરૂં બળ તપાસવું હોય તો સુર્યની સર્વ ઠેકાણે પંથરાઇ ગયલી રોશની ઉપરથી માલમ પડતું નથી, પણ એ પંથરાઇ ગયલાં કિરણોને દુરબીનના કાચ વડે એકઠાં કરવામાં આવે છે અને તેમાંથી પસાર થતાં સુર્યના કિરણ આગળ કાંઇબી ચીજ મુકવામાં આવે છે તો તુરત તે ચીજ બળી જાય છે. તેજ પ્રમાણે બંદગી કરતી વખતે મનશકિતને પુરતી રીતે તેમાં એકાગ્રહ કરવામાં આવે છે ત્યારેજ તે બંદગીનું બળ માલમ પડી શકે. માટે પારસી ભાઇઓએ પોતાની બંદગી અસરકારક બનાવવી હોય અને મનને બરાબર એકાગ્રહ કરવું હોય તો પહેલાં આપણી બંદગીનો તરજુમો વાંચવો જોઇયે. મરહુમ એરવદ કાવસજી એદલજી કાંગાએ આપણી બંદગીનો તરજુમો સારી રીતે કીધેલો છે અને તે સહેલાઇથી મળી શકશે.

અવસ્તામાં બંદગી કરતી વખતે એ બંદગીના સાર ઉપર મનન કરવું જોઇએ. મનની ખરેખરી એકાગ્રહતા ધર્મપોથી વાંચવાથી માલમ પડશે નહીં પણ બંદગીનાં સારની ઉપર જેટલું બને એટલું મનન કરવાથીજ થઇ શકે. કેટલાક યોગીઓ અને તપેસરીઓ તપ કરવા બેસે ત્યારે કાંઇ

ધર્મપોથો વાંચતા નથી પણ બંદગીના સારની ઉપર મનન કરે છે, અને તેઓ બંદગી ઉપર એટલું મનન કરે છે કે પોતાનું બહારનું સઘળું ભાન ખોહી દે છે અને પોતાના અંતરમાં ગયા હોય એમ માલુમ પડે છે. જ્યારે મન સારી રીતે એકાગ્રહ થાય છે ત્યારે આપણા અંતરમાં આપણે જઇ શકયે છીયે અને જયારે અંતરમાં જઇને બંદગી કરવામાં આવે છે તોજ બંદગીનો જવાબ મળે છે અને તેજ બંદગી બળવાન માલુમ પડે છે.

બંદગી કરનારે જે ધ્યાનમાં રાખવાનું છે તે એજ કે બંદગી કરતી વખતે ઇશ્વરને આપણી બહાર શોધવાને બદલે આપણી અંદર શોધવો ઘણો ફાયદાકારક છે, અને તેનું કારણ એજ કે આપણો આત્મા જે ઇશ્વરી અંશનો બનેલો છે, તે આત્મામાં સમાયલી બળવાન પવિત્ર શકિતઓ ખીલે છે. ઇશ્વરનો આપણી સાથનો સંબંધ કોઇબી રીતે થઇ શકે તો તે આત્મા મારફતેજ થઇ શકે છે, કારણ આપણો આત્મા ઇશ્વરના અંશનો બનેલો હોવાથી એ અંશની શકિત વડેજ ઇશ્વરના સંબંધમાં આવી શકયે છીએ. એક સુફીને વિષે લખવામાં આવે છે તેણે ઇશ્વર કેવી રીતે મળે તેની સઘળે ઠેકાણે તલાસ કીધી. દરેક પવિત્ર જગ્યા ઉપર થઇ તલાસ કીધી, પોતાની મનની દરેક શકિતઓ વાપરી પણ ઇશ્વર કેઠે પણ મળ્યો નહીં. સેવટે જ્યારે તેણે પોતાના અંતરમાં ઇશ્વરની શોધ ચલાવી, ત્યારે તેને ઇશ્વર મળ્યો. માટે બંદગી ઉપર ધ્યાન ધરતી વખતે આપણા અંતરમાં મનન કરવું જોઇયે, અને ઇશ્વરને આપણી બહાર શોધવો નહીં, પણ આપણાં અંતરમાં છે એમ ધારવું જોઇયે.

## ઇશ્વરનો ભકત કેવો હોય છે.

ઇશ્વરનો ભકત એટલે ઇશ્વરનો આશક છે, હવે આપણે ઇશ્વરનો આશક અથવા ભકત કેવો હોવો જોઇયે, તે કેવાં લક્ષણો દેખાડે છે તેની તપાસ કર્યે.

આપણે સાધારણ રીતે જાણ્યે છીયે કે જ્યારે સ્ત્રી અથવા પુરૂષ એકએકના આશક બને છે ત્યારે તેઓ એકમેક સાથે કેવી ઉમદા વર્તણુક ચલાવે છે ! એક મેકને સુખી કરવા કેવો પ્યાર દેખાડે છે! એકમેક તરફ કેવા ઉમદામાં ઉમદા સદગુણો વાપરે છે ! એકમેકને સુખ આપવા, ગમે તેવા ભોગ આપવા, ગમે તેવી મુશ્કેલીઓ ખમવા કેવાં તૈયાર થાય છે ! અને રાત દીવસ એકમેકના સદગુણોને કેવાં વખાણે છે અને એકમેકને પસંદ પડતીજ વર્તણુક કેવી ચલાવે છે ? તેઓ એકમેક પાસે પ્યાર શિવાય કાંઇ માંગતાં નથી પણ હમેશાં પ્યાર દેખાડવા અને બીજાંને સુખ આપવા કષ્ટ ખમવા તૈયાર રહે છે. મનુષ્ય જાતનો પરસ્પરનો પ્યાર એ ઇશ્વરી પ્યારનું પ્રતીબીંબ છે એ ખુદ ઇશ્વરી શકિત છે. જે વખતથી મનુષ્ય જાતમાં આવી રીતે એકમેક તરફ સાચ્ચો પ્યાર ઉત્પન્ન થાય છે તે વખતથીજ તેઓમાં અજાયબ જેવો ફેરફાર થઇ જાય છે. ગમે તેવા દુર્ગુણી હોય છે તે છતાં તેઓમાં ઉમદામાં ઉમદા સદગુણો પ્રગટી નિકળે છે અને ઉમદામાં ઉમદા વર્તણુક એકમેક તરફ દેખાડવાને રાત દિવસ કોશેશે કરે છે, અને આવા સદગુણો અને વર્તણુકથી એકમેકના પ્યારથી ઉમદા આનંદ મેળવે છે. મનુષ્ય જાતનો એકમેક તરફનો આ પ્યાર તો તે ઇશ્વરની પ્યારની શકિતનું ફકત પ્રતીબીંબ છે. જ્યારે ફકત ઇશ્વરી શકિતના આ પ્રતિબીંબથી મનુષ્ય જાતમાં આવો ઉમદા ફેરફાર થાય છે, આવો ઉમદા આનંદ મળે છે ત્યારે બાનુઓ અને ગ્રહસ્થો! બે ઘડી ખ્યાલ કરો કે જ્યારે આ પ્રતિબીંબમાંથી આવો આનંદ ભોગવી, આવા ઉમદા સદગુણો ગ્રહણ કરી જ્યારે આપણે એ પ્રતીબીંબ વડે ઇશ્વરના ખુદ અસલ પ્યારના ઝરાને પહોંચી વળ્યે છીયે એટલે જ્યારે આપણે ઇશ્વરના સાચ્ચા ભકત બન્યે છીયે ત્યારે તે ભકતમાં શું શું ફેરફાર થતો હશે? તે ભકતને કેવો આનંદ મળતો હશે ? તેનામાં કેવા ઉમદા સદગુણો માલુમ પડતા હશે? જ્યારે ઇશ્વરના એક ખરા ભકતમાં ઇશ્વર તરફનો સાચ્ચો પ્યાર ઉત્પન્ન થાય છે ત્યારે તે ભકતનું સ્વરૂપજ બદલાઇ જાય છે. તેનું શરીર તેનું

મન તેનાં કાર્યો રફતે રફતે ઇશ્વરી રૂપો ધારણ કરે છે, ઇશ્વર તરફના સાચ્ચા ભકિતભાવથી તેનામાં છુપાઇ રહેલો આત્મા (ઇશ્વરનો અંશ) તેનામાં પ્રગટ થવા માંડે છે અને તેના પ્રકાશથી દુન્યવી અંધકાર યાને મુસીબતો દુર થઇ જાય છે. જે પ્રમાણે સુર્ય પ્રગટ થવા માંડે છે, તેવો આ પૃથ્વી ઉપરનો અંધકાર દુર થઇ જાય છે અને તમામ કુદરત સુર્યના પ્રકાશમાંથી જીવન શકિત મેળવી આનંદી અને તેજી બને છે અને મનુષ્ય જાત નિદ્રામાંથી ઉઠી પોતાના કાર્યોમાં ઉદયોગી બને છે અને પોતાની આસપાસની દરેક ચીજોને સુર્યના પ્રકાશથીજ જુએ છે **તેજ પ્રમાણે ઇશ્વરની ભકતીથી** જયારે આત્માનો પ્રકાશ એક માણુસમાં પ્રગટ થવા માંડે છે ત્યારે માણુસાઇ દુર્ગુણો અને દુઃખોનો અંધકાર તેનામાંથી જતો રહે છે. તેનું શરીર અને મન આત્મશકિતના પ્રકાશથી પવિત્ર અને તેજી બને છે. તેનામાં નિદ્રાવશ થયલા ઉમદા સદગુણો અને મિનોઇ શકિતઓ જાગૃત થવા માંડે છે; તેનામાંથી જાનવરી ખવાસો અને ગુસ્સાઓ જતા રહે છે. તેને હવે દુન્યવી દુઃખ હેરાન કરતું નથી, અને દુન્યવી લોભ લાલચો તેને લલચાવી શકિત નથી. જે પ્રમાણે એક માણુસ પોતાનાં પ્યારાંને ખુશી કરવા દરેક કોશેષો કરે છે, દરેક મુસીબતો ખુશીથી ખમે છે, તેજ પ્રમાણે ઇશ્વરનો આ સાચ્ચો ભકત દુન્યવી દરેક કામો ઇશ્વરને માટે કરે છે અને સંસારની દરેક ફરજો બજાવવા પોતાની ફરજ સમજે છે. તે બજાવતાં કોઇ રીતની મુસીબતો પડે છે, કોઇ રીતનું દુઃખ થાય છે, તેમાં પણ ઇશ્વરની ભકિતથી આનંદ મેળવે છે. ઇશ્વરની ખરી ભકિતથી તેનામાં ઉમદામાં ઉમદા સદગુણો એટલે ઇશ્વરી ગુણો તેનામાં પ્રગટી નિકળે છે. ઇશ્વરને તે પોતાના અંતરમાં જોય છે **એટલુંજ નહીં** પણ ઇશ્વરની તમામ પેદાયશમાં જોય છે. તે પોતાની ભકિતની આંખોથી ઇશ્વરની જે જે પેદાયશ જુએ છે તે પેદાયશની ઉપર પણ ભકિતભાવ ઉત્પન્ન થાય છે અને તે દરેક પેદાયશને ઇશ્વરી આનંદથી ભેટે છે, અને જે પ્રમાણે પરમાત્મા ઇશ્વર પોતાની તમામ પેદાયશને પોતાના

પ્યારથી રક્ષણ કરે છે તે પ્રમાણે ઇશ્વરનો આ ભકત પોતાની ભકિતનાં બળથી તમામ પેદાયશને બનતું રક્ષણ આપવામાં પોતાનું સુખ અને ઉમદા હેતુ સમજે છે, એટલે તેનામાં પરમાર્થ અને સ્વભોગનો ઉમદામાં ઉમદા સદગુણ પ્રગટી નિકળે છે. ઇશ્વરની તમામ પેદાયશને તે માયા સમજી ધિક્કારતો નથી પણ સર્વ તરફ પોતાનો પ્રેમ દેખાડવાની ફરજ સમજે છે. સંસારમાં તે શાંતિ અને પ્યારનો પ્રસાર કરે છે. જાહેર કાર્યોમાં ઉમદા સદગુણો અને ભકિતભાવ ઉત્પન્ન કરનાર અને સર્વને રક્ષણ આપનાર થાય છે. તેને હવે ઇશ્વર પાસે કાંઇ પણ માંગવાની જરૂર પડતી નથી, કારણ તેના આત્માનું ઇશ્વરના આનંદના મહાસાગર સાથ જોડાણ થવાથી આનંદ તેનામાં હમેશાં રાત દિવસ વહેતો રહે છે. ગમે તેવાં દુન્યવી દુઃખોમાં અને મુસીબતોમાં પોતાની ભકિતનાં બળથી આનંદ મેળવતો જાય છે.

વ્હાલા વાંચક! આપણે સઘળા ઇચ્છીશું કે આપણે એવા ઇશ્વરના ભકત થઇયે, અને આવી ભકિતના બળથી આપણા સઘળા દુર્ગુણો અને દુઃખોના અંધકારને આત્મપ્રકાશથી દુર કરી નાંખ્યે. જ્યાં પણ અંધકાર હોય ત્યાં આ આત્મપ્રકાશનો ઉપયોગ કરી તે અંધકાર દુર કરી નાખવાની આપણી ફરજ સમજયે. આપણી આવી ભકિતની આંખોથી ઇશ્વરની તમામ પેદાયશમાં ઇશ્વરને જોવાને શકિતવાન થઇયે અને સર્વ પેદાયશને આવા ભકિતના પ્રેમથી રક્ષણ આપવાની શકિત ધરાવ્યે. સેવટે આપણી બંદગીનો જવાબ આજ માગીશું કે સર્વ શકિતવાન ઇશ્વર આપણાં શરીરને તંદરોસ્ત અને તુરમંદ બનાવે અને મનને ઉમદા સદગુણોથી અને ઉત્તમ બુધ્ધી બળથી તેજી બનાવે કે જે વડે આપણા કુટુંબ તરફની, આપણા નાચાર દુઃખી દરદી ભાઇઓ તરફની, આપણા ધર્મ તરફની, અને આપણા દેશ તરફની ફરજો બજાવવાને શકિતવાન થઇયે!

"આ સર તારી ખોદાઇને ભાગમાં આપુંછ,
આ કલમ તુંજ વખાણુની હારમાં કાપુંછ—૧
દર કદમે જોઉંછ તારી મોટાઇ ખોદા!
બહુ ગાફેલ બનુંછ, રાહ જેમ આગલ માપુંછ—૨
કેહ, કેમ મેળવું હું તારી મોહબતનો હાથ?
એક ડગ ભરતાં થાકી હડખા સમ હાંફુંછ.—૩
ઘોર પાપો છતાં તારી રહેમત પામી,
આ સીહા મોહું શરમના હાથે ઢાંકુંછ.—૪
તુંજ સજાના તીરથી ડરૂંછ જો કે બહુ,
તોય દીલની ઉમેદ તારી રેહમને સોંપુંછ.—૫
નહીં સુઝતું શું માંગું, શું કહું, શું લખું,
સૌ માંગવું નાકેસ; હું તો તુંનેજ માંગુંછ.—૬
નહીં જોતો તુંજ લાયક સુખન કે સીફત,
બસ "નાચાર પાયે" તારે પાયે લાગુંછ.—૭
તેં ચઢાવ્યોછ ખુરશેદને આસમાનને તખ્ત,
પણ હેસાનથી સર તો પાતાળમાં નાંખુંછ."—૮



**પુર્વ તથા પશ્ચીમના વિદ્વાનોનાં લખાણો અને શોધને આધારે વાંચવાજોગ અને વિચારવાજોગ વિચારોનો સંગ્રહ.**

# મોતનો ભેદ.

ગુજરેલાંની દુન્યા, રૂહોના **સંદેશા (ચીત્રો સાથે.)**

લખનાર—**બેહમન સો. જહાં. બનાજી—કીંમત રૂ. ૨ા.**

**ભાગ (૧)લો.—મોતનો ભેદ. પ્રકરણ (૧) મોતની ઉત્પત્તિ-** ધર્મ અને ફિલસુફીને આધારે (૨) મોતની વ્યાખ્યા—(૩) મોત **થવાનાં જુદાં જુદાં કારણો—(૪) મોત પારખવાની રીત**—મરતાં માણસના આંખમાં પડતાં ચીત્રો-મોતની ચેતવણી કુદરત તરફથી—(૫)**અકાળ મોતે દટાટા અને બળી મરતાઓના દાખલાઓ અને અટકાવ.**

ભાગ (૨) **જો—મરતી વખતની હાલત. (૧) મરતી વખતની શરીરની હાલત**—આપઘાતથી મરનાં માણસોના હેવાલો—આપઘાત કરનારનું જીવતું દોજખ. (૨) **મરતી વખતે મહાન નરોએ રજુ કરેલો અનુભવ.**

**ભાગ (૩) જો—આત્માની હસ્તી અને અમરગી (૧)** મરણ પછીની હાલત વિષે જાણવાની જરૂર. (૨) આત્મની હસ્તીના પુરાવા **આત્માનો ફોટોગ્રાફ લેવાનો અખતરો.**(૩) આત્માની અમરગીના પુરાવા

**ભાગ (૪) થો—બેહસ્ત અને દોજખ.** (૧) મરણ પછીની હાલત (**અસલી**વિચાર) (૨) **બેહસ્ત** (હાલની શાસ્ત્રવિદ્યાને આધારે). (૩) મહાન પારસીયોગી આઝર કયવ ને જોયલા મીનોઇ દુનયાના દેખાવો. (૪) બેહશ્ત અને દોજખ વિષે મંનની વિદ્યાના પુરાવા. (૫) બીજી દુનયામાં માણસની જીંદગી. **ભાગ ૫ મો—ગુજરેલાં સાથના સંદેશા વડે મરણ પછીની હાલત.**

ગુજરેલાં સાથની **વાતચીત. ગુજરેલાનું રૂહ શરીર અને** કપડાં **વડે દેખાવ દે છે**—પવિત્ર માણસનું મીનોઇ દુનયામાં રહેઠાણ. **કવીઓ અને ફિલસુફોના રૂહના મીનોઇ જેહાંનના હેવાલો. ગુજરેલાં માટે બંદગી કરવાથી તેઓનાં રૂહને મળતી** રાહત—ધર્મક્રિયાની ગુજરેલાંપર અસર.

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ

માબાપો દીકરા, દીકરીને હાલની બદીઓથી, નાદાનીયતથી અને દુઃખ-દરદોથી બચાવા અને સંસાર સુખી જોવા માગતાં હોય તો નીચલા બે પુસ્તકો જરૂર વાંચવા આપવા.

## દીકરીને માતાની ખાનગી સલાહ.

લખનાર—મી૦ બેહમન સોરાબજી બનાજી.

વધારા સાથની આવૃતી બીજી (૨૦૦) પાના. કીંમત રૂ. સવા

ખીલતી જુવાની વખતે જનન અવયવો અને જીવન-રક્ષક પદાર્થની સંભાળ—દુઃખદરદોનાં કારણો અને ઉપાયો—નાદાનીયત, સ્વખીગાડ Self Pollution ની ખરાબીઓ દાખલા દલીલો સાથે. હાલની સંસારી બદીઓથી કેમ દુર રહેવું. સ્ત્રી જાતની ઉતપતી, દરજ્જો, પાકદામાન (Sexual Purity) સ્વચ્છ ખોરાક, પોષાક, પ્યાર, લગન, જુદીદન લગન વિષેની ખરાબીઓની ચેતવણીઓ અને શિક્ષણો—સુખી સંસારના નીયમો—માબાપની સેવા—ઘરધણીયાણી અને માતાની ફરજો, પતીવૃતા બાનુઓના દાખલાઓ—બંદગીના દાખલાઓ—જીંદગીની ઉત્તમ નેમો.

## દીકરાને બાપની ખાનગી સલાહ.

સુધારા વધારા સાથની આવૃતી બીજી—પાના ૧૫૦ કીં. રૂ. એક.

જીવન-રક્ષક પદાર્થ (Vital Force) ની જાળવણી—સ્વખીગાડ (Self Pollution) ની ખરાબીઓ, દરદો, ઉપાયો, જાણવાલાયક દાખલાઓ—નીતિ સંબંધી પવીત્રાઇ (Sexual Purity) ચેપી દરદોના દાખલા દલીલો, પયાર, લગન, જુદદીન લગનોની ખરાબીઓ વિષે ચેતવણી—સંસાર સુખના નીયમો—માબાપની સેવા—નામાંકીત નર કેમ થવું—જીંદગીની ઉત્તમ નેમો.

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ.

કરાણીની પ્રગટ કીધેલી

# પાક ખોરદેહ અવસ્તા.

**૧. તમામ પાક ખોરદેહ અવસ્તા — કીં૦ રૂ. ૨.**

**સાઇઝ ૫ા×૩ાા ઇંચ, કુલ્લે પાણાં ૮૪૮.**

**પચ્ચીસ** યશતો, ત્રીસે રોજની સેતાયશ, ગુજરેલાંની યાદ માટે ભણવાનો સતુમનો કરદો, ફરામરઓતનો હા તથા ગાથાના પાંચે હા, એકવીસ મોનાજાત, વગેરે સંપુર્ણ બંદગીનો સમાવેશ કીધો છે.

**૨. પાક ખોરદેહ અવસ્તા. — કીં૦ બાર આના.**

**સાઇઝ ૩ા×૨ા ઇંચ, પંદર યશતો-૮૩૨ પાણાં.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત, હોરમજદ, મોટી તથા નાની હપતન, અરદીબેહેસ્ત, સરોશ હાદોખ્ત તથા વડી, બેહેરામ, તીર, ખોરદાદ, ગોશ, આવાં, આશતાદ, ખોરશેદ, નાની હોમ, અને વનંત યશ્તો સાથે કુલ **પંદર** યશ્તો અને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાનો કરદો આપ્યો છે.

**૩. પૉકેટ પાક ખોરદેહ અવસ્તા. — કીં૦ આઠ આના.**

**સાઇઝ ૩×૨ા ઇંચ-નવ યશતો-૫૭૬ પાણાં.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજદ, મોટી તથા નાની હપતન, અરદીબેહેશત, સરોશ હાદોખ્ત તથા વડી, બેહેરામ, નાની હોમ અને વનંત યશ્ત મળી કુલ **નવ** યશતો, દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાના કરદાનો સમાવેશ કીધો છે.

**૪. વેસ્ટ-પૉકેટ પાક ખોરદેહ અવસ્તા. — કીં૦ છ આના.**

**સાઇઝ ૩×૨ ઇંચ-પાંચ યશતો-૪૪૮ પાણાં.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજ, અરદીબેહેસ્ત, સરોશ હાદોખ્ત તથા વડી અને વનંત યશ્ત મળી કુલ **પાંચ યશતો**, દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાનો કરદો આપ્યો છે.

શુદ્ધ જોડણી, કાળા ટાઇપ, ચીવ્વટ અને ગલેઝ કાગજ ઉપર છાપી, ફુલ કલૉથમાં મજબુત રીતે બાંધી ગીલ્ટ ઍમબૉસ કીધેલી અમારી સર્વ અવસ્તામાં અશો જરથોસ્ત સ્પીતમાન સાહેબનો ફોટો શરૂઆતમાં આપ્યો છે.

**☞ મોટા ટાઇપની અવસ્તા માટે જુવો સામેનો પેજ.**

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ

## બુઝર્ગ ઉમરના, નબળી આંખવાળા તેમજ નાનાં બાળકો માટે ખાસ મોટા ટાઇપની

# પાક ખોરદેહ અવસ્તા.

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત, હોરમજ, મોટી તથા નાની હપતન' અરદીબેહેશ્ત, સરોશ હાદોખત તથા વડી, બેહેરામ, ખોરદાદ, આવાં, તીર, ગોશ, નહાની હોમ અને વનંત યસ્ત મળી કુલ તેર યશત આપી છે.

**ફુલ કલૉથ, ગીલ્ટ ઍમબૉસ બાઇન્ડીંગ.**

**શરૂઆતમાં અશો જરથોસ્ત સ્પીતમાનનો ફોટો આપ્યો છે.**

**કીંમત રૂપીઓ સવા.**

---

## ઉપર મુજબતની પરંતુ છ યશત સાથની કીં૦ દસ આના.

---

## બાળકોને નવજોતનું શીખવવા માટે મોટા ટાઇપની નવજોત-અવસ્તા.

નાનાં બાળકોને **નવજોત** માટેના અવસ્તાના પાક કલામો સેહેલથી અને સગવડથી શીખવવા **માટે** મોટા ટાઇપની અવસ્તાની આ ઉપયોગી કેતાબમાં નવજોત માટે અગતજોગી સર્વ બંદગીઓ, તેની પુરતી સમજ સાથ આપી છે. દાખલા તરીકે સહવારે ઉઠતાં વાર શું શું ભણવું, કુસ્તી, કેમ કરવી, પહેલો ગાંઠ કયારે અને કેમ મારવો, વગેરે કુસ્તી માટેની સમજણ બાળકોને સમજ પડે તે કીસમે આપી છે અને તે ઉપરાંત **પતેત પશેમાની** અને હોરમજ યશતો પણ સમાવી છે.

**ચાર ચિત્રો સાથે-કીંમત આના ચાર.**

---

## ફરવરદેગાનના પવિત્ર દિવસોમાં પઢવા માટે ફરામરોદનો હા તથા ગાથાના પાંચે હા.

**કીંમત આના ચાર.**

---

## છુટી આવાં યશત—મોટા ટાઇપ—કીંમત આના ચાર.

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ

# નામાંકીત લેખકોની રસીલી નૉવેલો તેમજ ઉપયોગી પુસ્તકો.

**પીજામ.**

ખેમાન સંગ્રહ—સેંકડો ચિત્રો સાથે. ... ... ૪–૦

આઇતાં પર કોઇતું —૨૭ ચિત્રો સાથનું હૅન્ડસમ વાલ્યુમ. ૪–૦

ઘડી–ચપકો—૨૮૪ ચિત્રો સાથે. ... ... ૪–૦

**રશીક**–મી૦ ડોસાભાઇ ફરામજી લંગરાના.

બાંડો સાંપ –એક રસીલી વાર્તા ... ... ૨–૦

ગુલઝાર યાને પાક ગરીબી ભલી કે પાપી તવંગરી? ૨–૦

એલમચોર—એક રસીલી અદભુત પ્લૉટની વાર્તા. ... ૨–૦

મોહોબતની મકતબ—અમેરીકન કરોડપતીના સંસારનું એક મોહક ચિત્ર ... ... ... ૧–૮

નીતા—અને બીજી વાર્તાઓ ... ... ... ૧–૦

ખુબસુરત મક્કાર—એક દીલપઝીર વાર્તા... ... ૨–૦

જીવતું દોજખ—ઓરતના પાપની એક કરૂણામય કહાણી. ૨–૦

બીલોરનો બુચ—આરસેન લ્યુપીનનાં પરાક્રમો ... ૨–૦

જાન કે જીગર—એક નિષ્કલંક અને નીતિમાન વાર્તા ૨–૦

એશીયા અને યુરોપની પતિવ્રતા બાનુઓ—પતીપર જાનફેશાની કરનાર સન્નારીઓનો હેવાલ... ૧–૮

**ડૉ. ડી. એન. પટેલ.**

નખ્ખોદાબાદ યાને લાખમાં એક—પારસી સંસારની ઘણુ રસીલા પ્લૉટની એક વાર્તા. ... ૩–૮

**મી૦ બમનજી કાબરાજી.**

દેલજંગ દલેર—એક નીતિમાન વાર્તા ... ... ૨–૮

પડતી પર પચાસ—પારસી સંસારની રસીલી વાર્તા... ૨–૦

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ.

પ્યારનો એક પુલ—એક નીતિમાન રસીક વાર્તા. ... ૧-૪
રીચમંડ વીલાનો વારેસ—નવી રસીલી વાર્તા ... ૨-૦
એક પત્થરના પ્રતાપ—પારસી સંસારની એક રમુજી વાર્તા. ૨-૦
સફેદ ઠગ—પારસી સંસારી વાર્તા ... ... ૧-૮
ભાઇ કે કસાઇ?—એક દીલપઝીર વાર્તા... ... ૨-૦
બેદીલ કે બેવફા?—એક રસીલી વાર્તા... ... ૨-૮

**ગુલફામ.**

કાળો નાગ—પારસી સંસારની રસીલી વાર્તા ... ૨-૮
લફંગો લવજી—એક તોફાની પોરીયાની મસ્તીની રસીક કહાણી ૧-૮

**અરદેશર દેશાઇ.**

બાપના શ્રાપ—એક ઘણી રસીલી નૉવેલ... ... ૨-૮
કરણીનો ફેજ—સુંદર પ્લૉટની રસીક વાર્તા ... ૧-૮

**મરહુમ દાદી તારાપોરવાળા.**

અધીરી અરનવાજ યાને પરનાયલી પરસણુ ... ૨-૮

**મી૦ સોરાબ તાતા.**

ભરતી-ઓટ—રસીલી વાર્તા, બે ભાગમાં... — ૪-૦

**દારાં કાપડયા.**

એક લોહીના—એક રસીલી વાર્તા ... ... ૧-૮
બેહેસ્તન હોમલીબાઇની વાયજ—મરહુમ ભીખાજી આખરાને હેરાન
કરનાર આ બેહેશતનની વાયજો વાંચવાજોગ છે ... ૧-૧૨
મેરી મેડમ—પારસી સંસારની એક ઓરીજીનલ વાર્તા ... ૧-૦
ભાઇનો ભોગ—પારસી સંસારી ડીટેકટીવ વાર્તા ... ... ૧-૪
જેહાંગીર નામુ—પુરાતન ઇરાની પહેલવાનનાં સાહસકર્મોનો
રસીલો અહેવાલ ... ... ... ... ૨-૦

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ.